# વીરની હાકલ

## સરદાર વલ્લભભાઈની રણગર્જનાઓ

[ ભાગ બીજો ]



ન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ

દરિદ્રનારાયણ જ્ઞાનપ્રચારમાળા ∴ પુ૦ ૧૦

# વીરની હાકલ

[ ભાગ બીજો ]

સંગ્રાહક

રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી



પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

ત્રણ આના

૧૫૪૬૭

# અનુક્રમણિકા




સંચાલક અને પ્રકાશક: રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય, પારસી અગિયારી સામે : અમદાવાદ

મુદ્રક: ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા, 'વસંત મુદ્રણાલય,
ઘીકાંટારોડ : અમદાવાદ

પહેલી આવૃત્તિ ભાદ્રપદ : ૧૯૮૬

# નિવેદન

સરદારશ્રીનાં ભાષણોનો પહેલો ભાગ બહાર પડયો ત્યારે તો સરદારશ્રી જેલમહેલમાં બેઠા હતા. અને એ પણ ચોક્કસ હતું, કે ચાર માસ પછી જ્યારે તેઓ છૂટશે ત્યારે પાછા પોતાનો ધોધમાર વાણીપ્રવાહ ચાલુ કરશે. એ રીતે તેઓ તા. ૨૬–૬–૩૦ ને રોજ છૂટયા તે જ દિવસથી તેમની વાક્સુધા વહેવા માંડી તે તા. ૨–૮–૩૦ સુધી સતત ચાલુ રહી. અનેક નૌજવાનો અને યુવતીઓએ એ સુધાનું પાન કરીને નવા પ્રાણ અને અપૂર્વ પ્રેરણા મેળવ્યાં. ખરેખર, ગુજરાત આજની સ્થિતિ માટે સરદારશ્રીનું ઋણી છે.

મને લાગે છે, કે સરદારના આત્માનું બળ તથા વાણીનું ઓજસ જોવા ઇચ્છનારે તો તેમને પ્રત્યક્ષ સાંભળવા જ જોઇએ. પણ પ્રત્યક્ષ સાંભળવાનું સદ્‌ભાગ્ય જેમને નહિ મળે તેમણે આ ભાષણોના સંગ્રહો ધ્યાનપૂર્વક વાંચી જવા જોઇએ. પહેલા સંગ્રહમાં બારડોલી સત્યાગ્રહ સમયે અને તે પછી પ્રથમ વાર પકડાયા ત્યાં સુધીમાં અપાયેલાં ભાષણો આપ્યાં છે. પહેલો સંગ્રહ સરદારશ્રીની નજર હેઠળ તૈયાર થઇ બહાર પડેલી બાર-

ડેલી સત્યાગ્રહ પત્રિકાઓ ઉપરથી તૈયાર કર્યો છે અને તેથી તે વિશેષ વ્યવસ્થિત અને સરદારની વાણીના યથાર્થ પ્રતિબિંબ-રૂપ છે એમ મને લાગે છે.

આ બીજો ભાગ જુદાં જુદાં વર્તમાનપત્રોમાં તેમનાં ભાષણો પ્રસિદ્ધ થયાં છે તે ઉપરથી તૈયાર કર્યો છે. હજી આપણી ભાષા માટે 'શૉર્ટહૅન્ડ' જેવી કળાની શોધ થઈ નથી તેથી રિપોર્ટરો ભાષણોની પૂરેપૂરી યથાર્થ નોંધ લઈ શકતા નથી. અને તેથી કોઈ પત્રમાં અમુક સારાં વાક્યો રહી ગયાં હોય તો બીજામાં વળી બીજાં જ રહી ગયાં હોય; તો વળી કોઈકે લંબાણ થવાના ભયે અમુક ફકરા કાઢી પણ નાખ્યા હોય. વળી પ્રેસ ઑર્ડિનન્સની બીકને લીધે જ્યાં જરા રૂખત વાણી હોય ત્યાં હળવી પણ કરી નાખી હોય! એટલે આમાંનાં ઘણાં-ખરાં ભાષણો ત્રણત્રણ અને ચચ્ચાર પત્રો ઉપરથી તૈયાર કર્યાં છે, એ જણાવવાની જરૂર જોઉં છું.

આ રીતે આ સંગ્રહમાં જે ભાષણો આપ્યાં છે તે બધાં વ્યવસ્થિત રૂપમાં અને સરદારની વાણીનો પ્રવાહ યથાર્થ સ્વરૂપમાં પ્રદર્શિત કરે એવા સ્વરૂપમાં મૂકવા અમે યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. આશા છે કે ગુજરાત આ સંગ્રહને પહેલા સંગ્રહની જેમ વધાવી લેશે.

પ્રકાશક

# ભાષણ ૧ લું

## પુનશ્ચ હરિ: ૐ ।

[ સ્વાતંત્ર્ય યુદ્ધ શરૂ થવાનો સમય પાસે ને પાસે આવતો જતો હતો, પૂ. ગાંધીજીની ઐતિહાસિક સ્વાતંત્ર્યકૂચ શરૂ થવાની તારીખ પાસે ને પાસે આવતી હતી, લોકો તે દિવસની અપૂર્વ કુતૂહલથી રાહ જોતા હતા, ત્યાં અચાનક એક મંગલમય પ્રભાતે સમાચાર મળ્યા કે સરદાર પકડાયા ! ગૂજરાતની જનતાને સ્વપ્ને પણ ખ્યાલ નહિ કે તેના વહાલા સરદારને સરકાર આમ એકાએક પકડી લેશે; પણ બારડોલીની લડત પછીથી સરકાર બરાબર ચેતી ગઇ હતી કે આવા માણસને ગાંધીજી કૂચ કરતા હોય ત્યારે છૂટા રાખવા એ કેટલું ભયંકર છે–કેટલું જોખમ ખેડવા જેવું છે. એટલે પકડયા. આમ આપણને એ 'વીરની હાકલ'ના ધ્વનિ પોણાચાર માસ માટે મળવા મુશ્કેલ થયા.

તા. ૨૬ મી જુનને દિવસે, સાબરમતી જેલમાં પોણાચાર માસની સરકારની મહેમાનગિરી સ્વીકારી સરદારશ્રી બહાર આવ્યા. ખબર પડતાં જ લોકોનાં ટોળેટોળાં આશ્રમના રસ્તા તરફ ઊભરાવા લાગ્યાં. સાંજે સાબરમતીને તીરે સરદારશ્રીનું ભાષણ ગોઠવાયું. જાણે માનવમેદની-નો મહાસાગર ઊલટયે ! લોકો જાણતા હતા કે એક શબ્દ પણ સાંભળવાનો મળે એમ નથી, પણ આવે સમયે તે ઘરમાં બેસી રહેવાય ? બીજું કાંઈ નહિ તો દર્શન તો થશે ને ? બે લાખ માણસનો એ સમૂહ હતો. એ માનવમેદની સમક્ષ સરદારે પોતાના જેલજીવનનો અનુભવ અને ભાવિ કાર્યની રૂપરેખા દોરતાં આપેલું ભાષણ. ]

**ભાઇઓ અને બહેનો,**

પ્રથમ તો તમે સર્વેએ મારું જે પ્રેમપૂર્વક સન્માન કર્યું છે તે માટે હું ખરા દિલથી તમારો બધાનો આભાર માનું છું.

અત્યારે જ એકદમ તમે મારી પાસેથી આપણા કાર્યને અંગે સલાહ કે સૂચનાની આશા તો નહિ રાખતાં હો; કારણ કે હું તો આપણી લડતના મંડાણ પહેલાં જ જેલખાનામાં જઈ બેઠો હતો. મને ત્યાં બેઠાં બેઠાં દેશની લડતે કેવો રંગ પકડયો છે તે વિષે પૂરેપૂરી માહિતી મળતી નહોતી. પણ અત્યારે જ્યારે બધા જ દેશનેતાઓ જેલમાં પુરાયા છે ને આપણા સેનાપતિ મહાત્માજી પણ પકડાયેલા છે ત્યારે પણ, તમારો બધાનો આટલો બધો ઉત્સાહ ને ઉમંગ છે એ જોઇને હું ખરેખર મગરૂર થાઉં છું ને તમને બધાંને ખરા હૃદયથી મુબારકબાદી આપું છું. તમે જે અપૂર્વ શાંતિ જાળવી છે તે માટે પણ મુબારકબાદી. તમે જે અડગ હિંમત દર્શાવી છે તે માટે પણ મુબારકબાદી ઘટે છે. વળી તમારી કુશળતા ને તમારો ત્યાગ એ માટે પણ મારે તમને મુબારકબાદી આપવી જોઇએ.

આથી વિશેષ તો તમે મારી પાસેથી અત્યારે આશા ન રાખો. હું પ્રથમ તો જાણવા માગું છું, કે આપણા ગુજરાતમાં કાર્ય કેવું ચાલી રહ્યું છે; કાર્યકર્તાઓ બધા નવા જ છે તેમની સાથે પણ મારે પરિચય કરવો છે; એ કઇ પદ્ધતિએ કાર્ય કરે છે, એમને શી શી મુશ્કેલીઓ નડે છે એ બધું હું જાણી લઉં. ટૂંકમાં, ગુજરાતની હાલની આપણી લડતની શી સ્થિતિ છે એથી હું સારી રીતે વાકેફ થાઉં ત્યારપછી જ સલાહસૂચના આપી શકું ને માર્ગ દર્શાવી શકું.

## જેલનાં સુખ !

પણ તમે મારી પાસે જેલખાનાની વાતો સાંભળવાની આશા જરૂર રાખી હશે. તેની તો તમને શી વાત કહું? ત્યાં કંઈ માથાં ફૂટતાં નહોતાં, ત્યાં કોઇ જાતનું દુઃખ જણાતું નહોતું. જો કોઇ એમ કહે કે જેલમાં દુઃખ છે તો તમે તે માનતા જ નહિ.

ત્યાં તો પરમચેન છે, ને વળી રોજના ચાર પૈસામાં જ. એ ચાર પૈસાના ખર્ચમાં જેલમાં જેટલું સુખ મળે છે તેટલું બહાર નથી. કારણ કે આજે જ્યારે આપણી હિંદની મહાસભાના પ્રમુખ જેલમાં પુરાયા છે, જ્યારે જગતના શ્રેષ્ઠ પુરુષ મહાત્મા ગાંધીજી યરોડાના કારાવાસમાં છે, ત્યારે જેલની બહાર રહીને આરામથી ધાન ખાવું એ ધૂળ ખાવા બરાબર છે, સો મણ રૂની તળાઇઓમાં સૂવું એ પણ ચિતા ઉપર સૂવા બરાબર છે. આથી સાચું કહું છું કે, જેલમાં સુખ લાગે છે તેટલું બહાર નથી લાગતું. મને તો એક જિલ્લા મેજીસ્ટ્રેટની નોટિસનો અનાદર કરવાના આરોપ માટે ત્રણ માસ ને ત્રણ અઠવાડિયાં માટે વગર ખર્ચની વીશી મળી હતી, અને મેં આજના દિવસના માત્ર બે રોટલા વગર કશું જવા દીધું નથી. આજે સાંજના બે રોટલાનો મારો હક હતો ને કાલ સવારની એક પાઇની જુવારની કાંજી પણ મને મળવી જોઇતી હતી. એ મારો અધિકાર-મેં જેલરને મને છોડયો ત્યારે કહ્યું હતું તેમ-છીનવી લીધો. બાકી તો ત્યાં ચેન જ હતું.

આપણા બધા જેલમાં બેઠેલા મિત્રો પણ ચેનમાં છે. એ મિત્રો પાસેથી વિદાય લેતાં મને જે દર્દ થયું છે તે તમે નહિ સમજી શકો. મને વિદાય દેતાં એમને પણ ખૂબ દર્દ થયું છે.

## સરકારનો ઉકળાટ

ત્યારે તમે જેલના દુઃખની બીક તો રાખતા જ નહિ. સરકાર અત્યારે રોષે ભરાઇ છે, એને ઉકળાટ થાય છે. જેમ આ ઘડીએ આપણને શરીરે ઉકળાટ થાય છે એ એક બે દિવસમાં વરસાદ તૂટી પડવાની નિશાની છે ને તેથી પાણીપાણી થઇ જવાનું છે, તેમ જ આ સરકારનો ઉકળાટ પણ એ જ બતાવે છે કે તે હવે થોડામાં જ પલળીને પાણીપાણી થઇ જવાની છે.

મેં જેલ જતા અગાઉ આપણી લડત વિષે બધી આગાહી

કરી હતી, પણ લાઠી વિષે તો મને કલ્પનાય આવી નહોતી. મેં ધાર્યું હતું કે ગોળીઓ છોડશે, પણ સરકારે લાઠીઓ ચલાવી એ નવી જ વસ્તુ છે. હોય, આ સરકાર તો 'સુધરેલી' છે ને ! એટલે એ એની 'સભ્યતા' અનેક નવેનવે પ્રકારે બતાવે.

પણ હજી તો લડતની શરૂઆત જ છે. હજી તો લાંબો પંથ કાપવાનો બાકી છે. તો પછી જેલ જવામાં ચિંતા શી ? મેં કહ્યું જ ને કે જેલમાં જે ચેન છે તે બહાર નથી, ન હોઇ શકે.

## ખરું જેલખાનું કયું ?

આજની સ્થિતિ જોતાં મને અતિશય આશા બંધાય છે. તમારા બધાંનો ઉત્સાહ જોઇ હું હર્ષઘેલો થઇ જાઉં છું. તમે હવે બતાવી દો કે આ ઉત્સાહ એ ક્ષણિક નથી, એ એક પળ માટે આવેલું પૂર નથી, પણ એક સમર્થ તપસ્વીની દશબાર વર્ષની પ્રખર તપશ્ચર્યાનું ફળ છે. આજે મને ઘણા સલાહ આપતા કે મારે ભાષણ ન કરવું, મારે ફસાઇ ન પડવું. વળી કેટલાક કહેતા હતા કે મારે આજની સભામાં ન આવવું. કારણ કે તેમને ભય હતો કે મને આજે ને આજે જ પાછો પકડશે. પણ હું તો કહું છું, કે મારા હાથની રેખામાં જેલની વાત જ નથી. જેલ જવાનું મે જાણ્યું જ નથી. આ બહારની જેલ એ તે કંઇ જેલખાનું છે ? ખરું જેલખાનું તો માયાનું બંધન છે. આ આપણા આત્માને જે મોહ, માયા ને કામક્રોધનાં બંધન છે એ જ ખરું જેલખાનું છે. જે માણસે એ બંધન સ્વેચ્છાથી તોડયાં છે એ માણસને આ જગત પરનું બળવાનમાં બળવાન એવું કોઈ પણ સામ્રાજ્ય બંધનમાં રાખી શકવાનું નથી. આથી જ હું કહું છું કે જેલ તો મને કંઇ હિસાબમાં જ નથી, ને આ જિંદગીમાં તો તે મારે મન કંઇ જ નહિ હોય.

## બહેનોનો ભોગ

આજે જ મેં એ કહેવાતા જેલખાનામાંથી બહાર નીકળતાં

ખેડાના ૧૯ વીરો ને એક બહેનને એમાં પેસતાં જોયાં. એ બહેન તો ગામડામાં રહેનારી એક બ્રાહ્મણી છે. એનો ભાઇ મારી સાથે પંદર વર્ષથી કામ કરે છે. એ ત્રણ વખત જેલમાં ગયો હતો ને હું એને ત્રણ વખત બહાર કાઢી લાવ્યો છું. અત્યારે પણ એ જેલમાં છે. મેં જેલમાં રહેલા બીજા બધા ભાઇઓને કહ્યું છે, કે મારે માટે કોટડી કાયમ રાખજો જ. કાં તો હું એ બધાને જેલમાંથી બહાર કાઢી લાવીશ કે હું એમની સાથે જ પાછો અંદર જઇ બેસીશ. એ જેલ ગયેલી બહેન નિરક્ષર છે, પણ એનો ભાઇ ગુજરાતનો એક તપસ્વી છે. એણે હજારોનાં જીવનમાં ફેરફાર કરી નાખ્યો છે, અને અત્યારે એ નાશિક જેલમાં છે. એનું નામ રવિશંકર. એની બહેન ચંચળબહેનને જ્યારે મેં જેલમાં પેસતી જોઇ ત્યારે મને જેવો હર્ષ થયો તેવો બીજા કશાથી નહોતો થયો. જ્યારે ગુજરાતનાં ગામડાંની બહેનો જેલમાં જતી થઇ જશે ત્યારે આપણી જીત નજીક જ માનજો. ગુજરાતમાં આજે જે ઇતિહાસ ઘડાઇ રહ્યો છે તેમાં બહેનોનો ભાગ જોઇને હું ગાંડોઘેલો થઇ જાઉં છું.

## ધોરી રસ્તો

હું ઇચ્છું છું કે અત્યારે જે ઉત્સાહનો–દેશસેવાનો પવન વાઇ રહ્યો છે તે એટલો જ બલ્કે તેથી પણ વિશેષ વાયા જ કરે. યરોડાની જેલમાં પુરાયેલા આપણા મહાન સેનાપતિને એ જેલના દરવાજા ઉઘાડી બહાર લાવી આપણી ઇજ્જત પર નંખાયેલા હાથને દૂર ન કરીએ તો આપણું જીવ્યું વ્યર્થ જ જાણજો.

મરણ તો એક વખત જ આવે છે, બે વખત નહિ; ને તે કરોડાધિપતિ કે ગરીબ કોઇનેય છોડતું નથી. તો પછી તેનો ભય શો? આપણે મરણનો ભય છોડી નિર્ભય થઇએ. મેં એવી કોઈ જ સરકાર જોઈ નથી કે જે તેત્રીસ કરોડની એક મહાન પ્રજાને તેની ઇચ્છા વિરુદ્ધ તોપો કે મશીનગનની બીક બતાવી દબાવી શકે. માટે

આપણો નિશ્ચય જો સાચો જ હોય તો જીત પણ આપણા હાથની જ વાત છે, એ ચોક્કસ માનજો.

ભાઈઓ ને બહેનો, હું તમારો વિશેષ વખત નહિ લઉં. મને આજે જરા થાક પણ લાગ્યો છે. તમારા બધાંના સદ્ભાવ માટે ફરી પણ હું આભાર માની લઉં.

હું ગુજરાતની પરિસ્થિતિથી વાકેફ થઈ થોડા જ વખતમાં કંઈ માર્ગ સૂચવીશ. પણ નવો માર્ગ વળી શો હોય? મહાસભાએ ને મહાત્માજીએ રસ્તો બતાવી જ દીધો છે. એ રસ્તે જવામાં સત્ય અને અહિંસા એ બેની જ જરૂર છે. એ રસ્તો ધોરી રસ્તો છે. એ ઉપર બાળકથી માંડીને વૃદ્ધ અને સ્ત્રીઓ અને પુરુષો સર્વ જઈ શકે છે. અને આ લડત જ એવી છે કે તે બાળકો પણ ચલાવી શકે. અને આ પ્રસંગે જે પોતાનું મોં સંતાડશે, જે આ લડતમાં પોતાનું યોગ્ય સ્થાન નહિ લઈ લે તેનું નામ ઇતિહાસમાં કાળે અક્ષરે લખાવાનું. માટે તમે સૌ પોતપોતાનો ધર્મ સમજી લો, હિંમત અને દૃઢતાથી લડત આગળ ધપાવ્યે જાઓ, ને આખરે જીત પામો. પ્રભુ આપણને શક્તિ આપો. ઈશ્વર આપણું કલ્યાણ કરો.

# ભાષણ ૨ જું

## મુખીમતાદારોને

[ સરદારશ્રી છૂટીને બહાર નીકળ્યા કે તેમને અમદાવાદ જિલ્લાના રાજીનામાં આપનારા પટેલભાઈઓ અને મતાદાર ભાઈઓએ તા. ૧-૭-૩૦ ને રોજ ગૂજરાત પ્રાંતિક સમિતિમાં પ્રથમ માનપત્ર આપ્યું. પટેલોએ આ લડતમાં જે આત્મભોગ આપ્યો હતો તે બદલ પટેલ ભાઇઓને અભિનંદન આપતું જ્વલંત ભાષણ. ]

### મુખીઓ અને ખેડૂત ભાઇઓ,

આટલા બધા મુખીઓ, પોલીસ પટેલો અને મતાદાર ભાઇઓને મારે મળવાનો પ્રસંગ આવશે એવો મને ખ્યાલ ન હતો, કારણ કે જેલમાં જે છાપું મળતું તેમાં રાજીનામું આપી પાછાં ખેંચી લીધાની વિગતો આવતી. રાજીનામાંઓ જુલમથી અને જબરજસ્તીથી મોકલવામાં આવતાં હતાં એ જાતનું પ્રચારકામ વાંચવાનું મળતું. અને તે ઉપરથી એમ મનાતું કે મુખીઓ પોતે ભરેલાં પગલાં માટે પશ્ચાત્તાપ કરે છે.

## ૧૫ વર્ષની સેવાનું ફળ

અત્યારે તમે આટલા બધા મુખીઓ તથા પટેલોએ રાજીનામાં આપ્યાં છે તે જોઇને મને અતિશય આનંદ થાય છે; અને હું માનું છું, કે હું ખેડૂતો આગળ કરેલી પંદર વર્ષની સેવાનું ફળ નજર સમક્ષ જોઇ રહ્યો છું. પંદર વર્ષથી તમારી આસપાસ ફરતો હતો તેથી તમે મને અને તમારે માટે કરેલા કાર્યને થોડે ઘણે અંશે સમજી ગયા છો, અને તેથી મને આનંદ થાય છે.

ખેડૂતોનાં દુઃખ હું છેલ્લાં પંદર વર્ષથી સમજતો થયો છું. મેં જોયું કે ખેડૂતો ભોળા દિલના છે. તેમના કલ્યાણ માટે એ ભોળપણ ભાંગવું જોઈએ. મેં જોયું, કે ભોળપણ ભાંગવા માટે વખત જોઈશે. ખેડૂતોનાં દુઃખમાં મેં અને મારા મિત્રોએ ભાગ લીધો અને જેટલે અંશે તે દૂર કરાવવામાં અમે ભાગ લીધો છે તેટલે અંશે તમારામાં જાગૃતિ આવી છે અને સ્વમાનની લાગણી પેદા થઈ છે તે મેં જોયું છે.

## ખેડૂતો લબાડ ?

મને અતિશય દુઃખ થતું હતું કે આ રાજ્યમાં ખેડૂતોને માન નથી. તેમને એકલાને માટે જ માન નથી એટલું જ નહિ પણ ગામના પટેલો કે જે ગામના નાકરૂપ કહેવાય તેમનું પણ માન નથી. ખેડૂતો પ્રપંચી અને પટેલો લબાડ, ખટપટીઆના નામે ઓળખવામાં આવે છે અને સરકારમાં તેમની આબરૂ લબાડ અને ખટપટીઆ તરીકે ગણાય છે. ખેડૂતોની આબરૂ સરકારમાં લુચ્ચાની છે. ખેડાના સત્યાગ્રહ વખતે આ વાતની મને ખબર પડી અને તેથી મને ભારે દુઃખ થયું. મને ત્યારથી લાગ્યું કે તેમનું આ બદનામ દફતરમાંથી ભૂંસાવી નાંખવું જોઈએ અને તે માટે મેં સંકલ્પ કર્યો.

બારડોલીમાં અને બધે હું કહેતો આવ્યો છું, કે માણસને તો શું પણ જાનવરને પણ પેટ ભરવાનાં સાધનો પ્રભુએ આપ્યાં છે. જે જન્મે છે તેને પેટ ભરવાનું તો મળી રહે છે. ઢોર પણ પેટ ભરી શકે છે. પણ તમે આ શાખે પેટ ભરો તો ઢોર અને માણસમાં ફેર શો ?

## ખેડૂત કોઈને માથું ન નમાવે

મેં એ પણ સમજાવવા માંડયું કે ખેડૂત કોઈને માથું ન નમાવે. તમારું માથું તો સરજનહારને જ નમે, બીજા કોઈને ન નમે. મર્દનું માથું પરમેશ્વરને જ નમે. રાક્ષસી સત્તાનો પ્રતિનિધિ તોપબંદૂકવાળો હોય, તેનામાં જાગીર લેવાની સત્તા કે જાગીર આપવાની ઉદારતા

હોય, તેનામાં જાન લેવાની તાકાત હોય તોપણ તેને કોઈ માથું ના નમાવે. તેને માથું નમાવે તે મર્દ નહિ પણ નામર્દ છે.

તમારી ભવિષ્યની ઓલાદ નાબૂદ ના થાય તે જોવાનું હું તમને કહેતો આવ્યો છું. ખેડૂતોનાં દુઃખનું કારણ તેમનું અજ્ઞાન છે. તેમાં પટેલો પણ આવી જાય છે. અસલ પટેલો પ્રજાનું રક્ષણ કરતા, પણ આજે તો તેમની મારફત પ્રજાનું ભક્ષણ થાય છે !

## આગેવાનો જેલમાં હોય ત્યારે

બોરસદ અને બારડોલીની લડત વખતથી હું કહેતો આવ્યો છું કે આજે પટેલાઈ કરવી એ ભાઈભાઈનાં ગળાં કાપવા બરાબર છે. આજે આપણા તરફથી શી માગણી કરવામાં આવી છે? ખેડૂતો માટેની માગણી એ છે, કે તેને તેનાં ઢોર માટે મીઠું મફત મળવું જોઈએ, વીઘોટી અડધી કરી નાખવી જોઇએ, દારૂ પાવાની વ્યવસ્થા દૂર કરી નાખવી જોઈએ, પરદેશી કાપડ જેણે આપણા ખેડૂતોની પાયમાલી કરી છે તેની જગાએ તેમના ખેતરના કપાસમાંથી સૂતર બનાવી, તેમાંથી કાપડ તૈયાર કરાવી થતી પાયમાલી અટકાવવી જોઇએ અને જે બીજી રીતે કતલ ચાલી રહી છે તે દૂર થવી જોઇએ. આજે જેટલી માગણીઓ કરવામાં આવી છે તેનું પૃથક્કરણ કરી જોશો તો જણાશે કે તે માગણીઓ, પાયમાલ થયેલાઓને દૂધ પાવા સમાન છે. તે માગણી મરણપથારીએ પડેલા ખેડૂતોને ઊભા કરવાની છે. અત્યારે તમારી બધાની ફરજ શી છે? ખેડૂતોને મરણ-પથારીએથી ઊભા કરવાની માગણીઓ માટે આપણા આગેવાનો જેલમાં ગયા છે; ત્યારે તમારી ફરજ છે, કે તમારે આ સરકારને સાથ ન આપવો.

દિવસે દિવસે મને વિશ્વાસ બેસતો જાય છે, કે પંદર વર્ષ સુધી કરેલું કામ આજે પ્રજામાં જોસથી ઊતરતું જાય છે અને ડરપોકપણું

ભાગતું જાય છે. પણ હજી તમારામાં નીડરતા અને સ્વમાન વધુ પ્રમાણમાં જોઈએ. નિડરતા વિના સ્વમાન ના સચવાય. કોઇ પણ મુખી મતાદાર આપેલું રાજીનામું પાછું શા માટે ખેંચે ? રાજીનામામાં તો તમારું અને તમારી ભવિષ્યની પ્રજાનું કલ્યાણ છે.

## પં. મોતીલાલજીની ગીરફતારી

જે સમયે હિંદનો મહાન મુખી જેલમાં પડયો હોય, જે સમયે રાષ્ટ્રપતિ જવાહરલાલ જેલમાં બિરાજતા હોય તે સમયે તમે શું કરો ? જવાહરે તો પોતાના જેલમાં ગયા પછી પ્રમુખપદ પોતાના પિતાને સોંપ્યું. લાખો રૂપિયાની પેદાશવાળા પંડિત મોતીલાલજી જેમણે તડકાછાંયડો જોયો નથી, અને જેઓ મહેલમાં બાદશાહી ઠાઠથી રહે છે એવા દેશના મુખીઓ જ્યારે જેલમાં હોય તે વખતે તમને સરકારનું મુખીપણું કેમ શોભે ?

હું આવ્યો છું ત્યારથી વાતો સાંભળું છું કે સરકાર ગુજરાતમાં પીલવાઈ કરવા માગે છે. પણ ગુજરાતમાં પીલવાઈ કરે એવો મેં કોઈ જોયો નથી. પીલવાઇ કયારે થાય ? જ્યારે ખેડૂતો ગાંડા થાય ત્યારે. આજે તો જગતે નહિ જોયેલી એવી ચીજ કરવાની છે. બારડોલીમાં કહેતો હતો, કે આપણામાંના પાંચ પચાસ હજારને ગોળીથી વિંધી નાખશે ત્યારે જ ખેડૂતનું કલ્યાણ થશે. જેમ પાકમાંથી ઘણા દાણા કોહી ગયા પછી અને ઘણા ફાટી ગયા પછી તેમાંથી ધાન પેદા થાય છે, તેમ આપણામાંથી ઘણા ફાટી જશે તો હિંદના ખેડૂતોનું કલ્યાણ થવાનું છે. મેં જેલમાં સાંભળ્યું, કે બારડોલીમાં સરકારે લશ્કર ફેરવ્યું. તેમાં આપણે શું ? લશ્કર સાથે તોફાન કરવું હોય તો પીલવાઇ થાય ને ?

## કપાયેલું નાક પાછું નહિ આવે

પ્રાણ લેવાનો અધિકાર તો પરમેશ્વર પાસે જ છે. સરકારની

તોપબંદૂક આપણને કાંઈ કરી શકવાની નથી. આપણે રાસના લોકોની જેમ ખાલી કરીએ તો સરકાર શું કરશે ? આપણે તો હિંદને પદાર્થપાઠ આપવાનો છે. જ્યારે ગુજરાતના ખેડૂતો નિશ્ચય પર આવશે ત્યારે તે જાણશે, કે પેટ તો ભરાશે પણ કપાયેલું નાક પાછું નહિ આવે. આજે આપણે વ્યવસ્થિત રીતે કામ કરવાનું છે.

ભલે તમે કોઇ જેલ, તોપ કે બંદૂકને માટે તૈયાર ન હો તોપણ એટલી આશા તો જરૂર રાખી શકાય કે કોઇ આ તંત્ર સાથે ભાગ ન લો. અત્યારે સરકારને સાથ આપશો તે પાપ છે. ભવિષ્યમાં તમારા છોકરાઓ તેમનાં નામની પાછળ બાપનાં નામ જોડતાં પણ શરમાશે. તમે, જેમણે રાજીનામાં આપ્યાં છે તે બધા તમારાં રાજીનામાં ઉપર કાયમ રહેજો. પટેલાઇ ના મળે તોએ તમારે શું ખોવાનું છે?

## 'પટેલ'ને બદલે 'પટેલ સાહેબ'

હવે તો સરકાર સરક્યુલર કાઢે છે, કે પટેલને 'પટેલ સાહેબ' કહેવા અને કોઇ અમલદાર પાસે જાય ત્યારે તેમને ખુરશી પર બેસાડવા ! આજ સુધી આ બધું ક્યાં ગયું હતું ? આજ સુધી તો હું તે માટે બૂમો પાડતો હતો, પણ અત્યારે ક્યાંથી તેમને આ બધું સૂઝી આવ્યું ? કારણકે તેમને તમારી ગરજ એટલી બધી છે કે તમારા વિના સરકારને ચાલી જ ના શકે.

પટેલાઇ કરવાનો વખત આવશે ત્યારે જરૂર તે કરવાની છે. લાંચરૂશ્વત, ખુશામત, ઉતારાના બંદોબસ્ત, ખાટલા મોકલવા, બળતણ આપવું–તે પટેલાઇ નહિ પણ ગુલામી છે. પટેલાઇ કરવાનો વખત આવશે ત્યારે હું કહીશ.

## બોલ પાળજો

આજે તમારા નેતાઓ જેલજાત્રા ભોગવી રહ્યા છે. જો તમે મરદ હો, સાચા ખેડૂતબચ્ચા હો, જો તમે ખેડૂત સ્રીની કૂખે જન્મ્યા હો, જો તમારી રગમાં ખેડૂતનું લોહી વહેતું હોય તો જે

બોલ બોલ્યા તેમાંથી પાછા ના હઠશો. તમને એમ થશે કે તમારી જગ્યાએ બીજું કોઇ પટેલપદ લેવા દોડશે પણ તે ભલે તેમ કરે. પણ જેથી હિંદના ખેડુતોનાં બાળકોનાં ગળાં કપાય તે કામ તો તમે ના જ કરો. વિષ્ટા ખાવાનું મન તમને શા માટે થાય?

## અત્યાચાર પછી ફતેહ

મારી તો ભવિષ્યવાણી છે કે અતિશયતા પછી જ ફતેહ છે, આરામ છે; જેમ પ્રસવવેદના પછી રાહત મળે છે તેમ અહીં આખા દેશની મુક્તિનો સવાલ છે. સરકાર જુલમ કરી લેશે ત્યારે જ કાંઇ થશે. હું તો આજ છું ને કાલ નથી, પરંતુ ખેડુતો નામર્દ ના રહે એ ઇચ્છું છું. તેઓ તૈયાર ન થાય તો હિંદનો નાશ થવો જોઇએ. ૩૩ કરોડ ગુલામો દુનિયાને ભારરૂપ છે. દુનિયાને તેમની જરૂર નથી. બે વરસ ચીંથરાં પહેરો એમાં આબરૂ જવાની નથી. સારાં કપડાં પહેરવાનો આ સમય નથી. દારૂ પાછળ એક પૈસો પણ ન ખર્ચો. કોરટે શું કામ આવો છો? ગામડાનો બંદોબસ્ત હોય તો કોણ પકડે?

## ખેડૂત મર્દ બને

નામર્દાઇની જિંદગીનું કારણ શું? આ માફક બીતાં બીતાં મરવું તે નામર્દનું કામ છે! એ સમજો તો રાજ્ય આપણાથી ચલાવાય. ૩૩ કરોડ પર બળજબરીથી રાજ્ય કરે તે તો આપણે નામર્દ હોઇએ તો અથવા ફોસલાવીને થઇ શકે. પાંચ પચાસ હજારને જેલમાં મોકલી તે માનતી હોય કે બધું પૂર બેસી જશે તો એ સરકારની ગણતરી ખોટી છે. તમારામાં ભંગાણ પડવું જોઇએ નહિ. કોઇ ઓફિસરની સમજાવટથી અને ડરાવીને એ રાજીનામું પાછું ખેંચી લેવા કહે તો તમે એ પાછું ખેંચી ન લો. પ્રભુ તમને બળ આપો.

# ભાષણ ૩ જું

## મોતીલાલજીની ગીરફ્તારી

[ તા. ૧-૭-૩૦ ને રોજ મહાસભાના સરમુખત્યાર પંડિત મોતીલાલજીની ધરપકડ થઇ તેને બીજે દિવસે કૅાંગ્રેસ ગ્રાઉન્ડ ઉપર અમદાવાદના શહેરીઓની ગંજાવર સભા તેમને અભિનંદન આપવા મળી હતી. સરદારે તે દરમિયાનમાં ચાલુ પરિસ્થિતિ વિચારી લીધી હતી, હવે પ્રજાએ શું કરવું જોઈએ તેનો વિચાર કરી રાખ્યો હતો. આ ભાષણમાં સરદાર પોતાની વ્યૂહરચના જનતા આગળ રજુ કરે છે. ]

**ભાઇઓ અને બહેનો,**

આજે આપણે બધા જે પ્રસંગે મળ્યા છીએ તે પ્રસંગ શો છે તે તમે બધા સારી રીતે જાણો છો. હિંદી રાષ્ટ્રીય મહાસભાના કુલમુખત્યાર ગીરફ્તાર થયાની ખબર ગઇ સાંજે મળી. તેમને આખરે સરકારે પકડયા તેની મને નવાઇ લાગતી નથી. આટલા દિવસ તેઓ છૂટા રહી શકયા એ જ નવાઈની વાત છે, તેમના સાથી અને મહાસભાના મંત્રી ડૅા. મહમુદ પણ પકડાયા છે. શા ગુના માટે તેમને પકડયા છે, અને સરકારનો ઇરાદો શું છે તે વસ્તુની ખૂબ ચર્ચા થાય છે. આજે તો હિંદુસ્તાનમાં ગુનો કોણ નથી કરતું, તે હું સમજી શકતો નથી. લાખો માણસો કાયદો તોડે છે, તેમાંથી કેટલાકને પકડે છે, કેટલાકને નથી પકડતા. અત્યાર સુધી પંડિતજીને નહોતા પકડયા; કારણ કે લોકો માનતા હતા, કે સરકારમાં થોડી ઘણી પણ સભ્યતા છે. પંડિતજી વૃદ્ધ છે, હિંદના તાજ વિનાના બાદશાહ છે. આખર કોઇ દિવસ પણ સમાધાન કરવું પડે, આ તંત્ર ચલાવવું

પડે, ને તેથી એવા વૃદ્ધ માણુસને ન પકડે. બાકી જે સરકાર સ્ત્રીઓ ઉપર હાથ નાખે, ૮૦ વર્ષના અંધ માણુસને બે વર્ષની સખત સજા કરે, તે વૃદ્ધોને કેમ છોડે ?

પંડિતજીને આ ટાણે પકડવામાં એક અર્થ સમાએલો હોય. જે લોકોને ભ્રાંતિ હોય, જેઓ સમાધાનીનો વિચાર કરતા હોય, રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સનો વિચાર કરતા હોય, તેમનો આથી ભ્રમ ભાંગી જશે. મને સ્વપ્નમાં પણ વાટાઘાટની કલ્પના નથી આવી. આજે આપણી માગણી થોડા ઘણા ટુકડાની નથી. આ વખતે તો એમને બધું છોડવું પડે તેમ છે. તેમ કરતાં સ્વાર્થ તેમને નડે છે અને બ્રિટિશ પ્રજા એ સ્વાર્થ સહેલાઈથી ન છોડે એ સ્વાભાવિક છે. મુંબઈમાં એક બે ભાષણ પંડિતજીએ કર્યાં તે ઉપરથી સરકાર તરફથી સમાધાનીની કે દુભાષીઆની વાતો સંભળાય છે, પણ સમાધાનીની વાત જ નથી. હવે આપણો રસ્તો સરળ રહેશે. આપણું ધ્યાન આડુંઅવળું નહિ જાય, હોંશ નહિ તૂટી જાય, અંદર અંદર વિક્ષેપ નહિ થાય. સરકારનું આ ડહાપણ છે.

આપણી મજલ લાંબી છે, આપણે ઠીક ભોગ આપ્યો છે, ઠીક દુઃખ ભોગવ્યું છે. હિંમત અને વ્યવસ્થા પણ બતાવ્યાં છે. આજે એમને પકડ્યા એનો અર્થ એ છે, કે સરકાર બહુ મોટી રમત રમવા માગે છે. એક, બે, ચાર કે છ મહિનાની વાત નથી, આયર્લૅન્ડ જેવા દેશને ૩૦૦ વર્ષ લડવું પડેલું, અને હિંદ તો ૩૩ કરોડનો દેશ. આપણી ૩૩ કરોડ પ્રજા ઉપર તો બ્રિટિશ પ્રજાનું જીવન છે. તો સાઇમન રિપોર્ટમાં સાત માણસો જુદા જુદા મતના એકમત થયા, મજૂર પક્ષના જે માણસો કમિશનમાં હતા તેમને કેબિનેટમાં જગા આપી, તે બતાવે છે કે તેમની અંદર ગમે તેટલા પક્ષ હોય પણ જ્યાં હિંદનો પ્રશ્ન હોય ત્યાં બધા પક્ષો એક જ છે.

પક્ષાપક્ષ તો આપણામાં જ છે. હવે તે બે કારણથી ઓછા થશેઃ

એક સાઇમન કમિશનનો રિપોર્ટ અને બીજી પંડિતજીની ધરપકડ. મહાસભાના કાર્યવાહક મંડળને સરકારે ગેરકાયદેસર મંડળ ઠરાવ્યું છે એમ છાપાં ઉપરથી જણાય છે, પણ હજી ખરી વિગતો મળી નથી. આજે આ, તો કાલે બીજી કોંગ્રેસ કમિટિઓને ગેરકાયદેસર જાહેર કરશે. અત્યારે તો મહાસભાનો દરેક સભ્ય ગુનેગાર છે ને હોવો જોઇએ.

મહાસભાએ હિંદુસ્તાનની સ્વતંત્રતાનો કાર્યક્રમ ઘડી આપ્યો છે. તેમાં કામ કરનારા બધા ગીરફતાર થવાના છે. જેઓ સરકારની સાથે રહ્યા છે તેમને પણ કાંઈ મળવાનું નથી, એમ સાઇમન પુરાવો આપે છે.

## પંડિતજી કોણ?

એ પંડિતજી કોણ છે? હિંદુસ્તાનમાં તે કયું સ્થાન ભોગવે છે? એમનો એકનો એક પુત્ર મહાસભાનો ચુંટાએલો પ્રમુખ છે. એ જેલમાં છે. હિંદના નૌજવાનોનું દિલ એણે હરણ કર્યું છે. અને આ વૃદ્ધ પુરુષ જે મકાનમાં પોતાની જિંદગી બાદશાહની માફક વીતાવી છે તે મકાન આજે કોંગ્રેસને આપી જેલમાં બેસે છે. તેમના જેલ જવાથી કોઇના દિલને ધક્કો નથી લાગતો, કારણ કે જેલનો ભય ટળી ગયો છે.

પણ એટલું બસ નથી. આપણું તપ એટલું કાચું છે કે હજી સુધી સરકારની આપણા નેતાઓને પકડવાની હિંમત ચાલે છે. આવે વખતે બહાર રહે છે તેમની જવાબદારી વધે છે. આપણને કરવાનું તો એ જ છે, કે મહાસભાનો કાર્યક્રમ અમલમાં મૂકવો જેથી અંગ્રેજોને ખાત્રી થાય કે હિંદીઓનો ઉત્સાહ ક્ષણિક નથી, પણ કાયમનો છે. સરકારને જ્યારે તેમ લાગશે, ત્યારે જ

નિકાલ આવશે. જે અંગ્રેજો હિંદમાં સિવિલિયનો છે, તેમને હજી આપણે ખાત્રી નથી આપી કે જે ઢબથી રાજ્ય ચાલે છે તે હવે અશક્ય છે, હિંદ તે સહન કરી શકે તેમ નથી. અંગ્રેજ અમલદારોના દિલમાં હજી એમ છે, કે આગેવાનો પકડાશે એટલે પ્રજા ડરી જશે.

આપણે અહીં રહેલાઓને જ ખાત્રી ન આપીએ તો હિંદી સરકારને શી રીતે આપીશું ? તેઓ તો આ ચળવળને હિસ્ટિરિયાના રોગ જેવી કહે છે. અને આપણે જો પ્રજાને ખાત્રી નહિ કરાવી શકીએ તો વિલાયતને ક્યાંથી કરાવી આપવાના હતા ? તેઓ તો આ ચળવળને ક્ષણિક જ કહેવાના. જેલમાં મને અંગ્રેજોનો સહવાસ થયો, તેમનો અભિપ્રાય પણ એવો જ છે. સરકાર તો સીમલામાં રહે છે, તેને ત્યાં ત્યારે જ ખબર પડે જ્યારે સેંકડો માણસો હસ્તે મોંએ મરવા તૈયાર થશે, અને મરશે. ધરાસણામાં તેઓ માથાં ફોડતા હતા તે જેલમાં સાંભળતો હતો, પણ ધરાસણા તો એક ખૂણામાં પડ્યું. એનો સાચો રિપોર્ટ અમલદારો આપવા ન દે, ચાર માણસને ભેગા ઊભા રહેવા ન દે, ફોટો પાડવા ન દે, ઉપરી અમલદારો વિચાર કરે કે વાત ખોટી. પણ મુંબાઇમાં વ્હાઇટવેની સામે માથાં ફૂટે તે તો આખી દુનિયામાં ખબર પડે, તે દહાડે જ ફોટો આવી શકે, જવાબદાર માણસો ત્યાં જઈને જોઈ શકે એટલે અંગ્રેજ અમલદારોને પણ કબૂલ કરવું પડે. ગમે તેટલું કરીએ તો પણ ધરાસણાની વાત ન માને. એમની મનોદશા એવી છે. અહીંથી જવાબદાર અમલદારો જે લખશે તે વાત સરકાર માનશે, કોઇ અહીં આવીને જોશે નહિ. જો કોઇને ખુમારી હોય કે ગોળ ટેબલ કે લંબચોરસ ટેબલ આગળ જઇને હું તેમને મનાવીશ તો તે માણસ ગાંડાની ઇસ્પિતાલમાં જવાને લાયક છે એમ માની લેવું જોઇએ. સરકાર તો સિવિલ

સરવિસની વાત જ માને છે. અમલદારોને ખાત્રી થાય કે હવે તોપ બંદૂકથી રાજ્ય ચલાવવું અશકય છે ત્યાં સુધી વાઇસરૉયને ખાત્રી નહિ થાય. અને ત્યાં સુધી બહાર જવું એ મૂર્ખાઇ છે. હિંદના લોકો સ્વતંત્રતા ઇચ્છે છે, તેમ તેમણે સ્વપ્નામાં પણ માન્યું નથી, એની આંખે આ સહન નથી થઇ શકતું. આખી બ્રિટિશ પ્રજા ગુસ્સે થઈ છે. છૂટથી તોપ બંદૂક ચલાવવાની રજા મળે તો બધું શાન્ત થાય એમ તે માને છે. જ્યારે એને ખાત્રી થશે, કે હજારો લાખ્ખો લોકો તોપ સામે જવા તૈયાર છે, ત્યારે જ સરકાર માનશે. મહાસભાની કાર્યવાહક સમિતિને ગેરકાયદેસર ઠરાવી છે, પણ હવે તો એવી સ્થિતિ થવી જોઇએ કે જ્યાં કોંગ્રેસનો એક માણસ હોય ત્યાં ત્યાં કોંગ્રેસ હોય. અત્યારે એક જ ભાવના હોવી જોઇએ કે પંડિત મોતીલાલજી પકડાય એથી ઉત્સવ થવો જોઇએ. જ્યાં પંડિતજી હોય, જ્યાં જવાહરલાલ હોય, જ્યાં ગાંધીજી હોય ત્યાં જ દરેક હિંદીનું સ્થાન છે.

## જેલમાં આપણને દુઃખ શું ?

આવા મહારથીઓ જ્યાં જેલમાં હોય ત્યાં આપણને શું દુઃખ હોય ? જેને જીભ ઉપર કાબુ નથી તેને જેલમાં દુઃખ છે. જેનામાં સંયમ છે તેને કશું દુઃખ નથી. ખરાબમાં ખરાબ ખોરાક આપે તો પણ પ્રાણ ટકી શકે. શરીર તો માટીની વસ્તુ છે. શરીરમાં શેર માટી વધુ હશે તો ચાલવામાં મુશ્કેલી પડશે, જુવારના રોટલા અને પકવાન્ન ભૂખ્યાને એકસરખો સ્વાદ આપે છે.

એટલે આપણો ધર્મ તો એ છે કે જેલમાં જવું. બહાર રહેવું એ શરમાવનારૂં છે. આપણી તૈયારીઓ હંમેશની હોવી જોઇએ. અત્યારે પકડે તો અત્યારે એ સ્થિતિ હોવી જોઈએ. ત્યારે કામ થશે. પંડિતજી પકડાયા એટલે ખુશ થાવ, કોઈ દુઃખી ન થશો. તેમને કષ્ટ તો

પડશે જ. શરીર વૃદ્ધ છે, તબિયત અસ્વસ્થ છે, છતાં ગાંધીજીના ગયા પછી ખૂબ બોજો તેમના પર પડયો હતો. છતાં આટલી ઉમ્મરે અને ભાંગેલા શરીરે તેમણે હિંદની સેવા કરી છે. તેમણે જુવાનોને શરમાવે તેવું કામ કર્યું છે. તેમના ત્યાગની બરાબરી કરી શકે તેમ કોઈ નથી. તેમનો દેશપ્રેમ, દેશપ્રત્યેની લાગણી અને બલિદાન એ તો ઇતિહાસમાં અમર થવાનાં છે. જુવાનો કહેતા હતા કે અમારે સ્વતંત્રતા જોઈએ છીએ. અને તેઓ વૃદ્ધોને પજવતા. પણ આ વૃદ્ધે તો જુવાનોને કરી બતાવ્યું છે. હવે શું કરવું? માર્ગ ખુલ્લો છે. મહાસભાનો કાર્યક્રમ ઝડપથી પૂરો કરો. મને જેલમાં મારા સાથીઓ કહેતા હતા કે ચોમાસુ આવે છે, હવે બહાર શું કરશો? ત્યારે હું કહેતો હતો કે હું કંઇ ચોમાસુ કરવા જાઉં છું? હું તો પાછો આવવાનો છું; પણ સરકારે નવાં કામો આપ્યાં છે.

## છેલ્લું હથિયાર અજમાવશે

હવે વેપાર બંધ કરવો પડશે. અને કૉલેજ પર પિકેટીંગ કરવું પડે તે શરમાવનારૂં ગણાવું જોઇએ. હવે તો બહેનોને પકડાવાનો વખત આવ્યો છે. મોતીલાલજીની ધરપકડ એ બતાવે છે, કે સરકારની આંખ હવે લાલ બની છે. વિલાયતના ત્રણ પક્ષો ભેગા થયા છે, અને આપણને કચડવા માટે સરકારની ઘંટીનું પડ ફરવાનું છે. આપણે એને વધાવવા તૈયાર થવાનું છે. જ્યારે છેલ્લું હથિયાર પણ એ અજમાવશે અને નહિ વળે ત્યારે એ હાથ મીલાવવા આવશે. આ સરકાર તો બહાદૂર છે. તમને લાઠીઓ મારી તેનો એ ઇન્કાર કરશે. જેલમાં તો એ કયાંથી પૂરે? ખવડાવવા પૈસા નથી. સરકાર બધા ઉપાય પૂરા કરવાની છે. એક પણ ઉપાય તે ન છોડે, એમ હું ઇચ્છું છું. કસોટી વગર મળેલું કાંઈ પચવાનું નથી. પંડિતજીને પકડયા ન હોત તો બ્રિટનના મનમાં એમ રહેત કે આ ઉપાય બાકી રહ્યો! તેમણે તો મુસલમાનનો વિશ્વાસ મેળવ્યો છે.

જેમ દમનનીતિ વધારે ચાલશે, તેમ કામનો ઉકેલ જલદી આવશે. પંડિતજીને આપણે શું મુબારકબાદી આપીએ ? પણ તેમનાં વૃદ્ધ પત્ની જે પૂજનીય છે તેમને આપીએ. તેમનો બાદશાહ જેવો પતિ અને એકનો એક પુત્ર જેલમાં જાય છે. પોતાના પ્રિય આનંદભુવનને સરકારે તાળાં માર્યા છે, તેમના તો પગ ધોઇ પીવા જોઇએ. જવાહરની પત્નીને અને પંડિતજીની પુત્રીઓને મુબારકબાદી આપીએ, અને ઇચ્છીએ કે તેમની કીર્તિ વધુ પ્રસરો. પ્રભુ આપણને તેમના ત્યાગમાંથી શીખવાનું બળ આપે.

---

# ભાષણ ૪ થું ✓

## મુંબાઈમાં

[ મુંબઈમાં યુદ્ધનો રંગ જામ્યો હતો અને ત્યાંથી સરદાર ઉપર ઉપરાઉપરી આમંત્રણો આવ્યાં જ કરતાં હતાં. અને જ્યાં રણના મોરચા મંડાયા હોય ત્યાં જવામાં સરદારને પણ સ્વાભાવિક ઉત્સાહ રહે એ દેખીતું છે. એટલે સરદારે મુંબઇને એક અઠવાડિયાની પોતાની સેવા આપી. મુંબઇ તે સમયે પૂર રંગમાં હતું અને પોતાના સાચા કાર્યકર્તાઓને જેલમાં મોકલતું હતું. કેપ્ટન પેરીનબહેન અને બીજા કાર્યકર્તાઓની ટૂંકમાં ધરપકડ થઈ હતી, તેમને અભિનંદન આપતાં હવે વેપારીઓની અને કોલેજિયનોની શું ફરજ છે તે ઉપર સરદારે આપેલું મનનીય ભાષણ. ]

**ભાઇઓ અને બહેનો,**

પ્રથમ તો મારે તમને જણાવવું જોઇએ, કે આજની સભા અકસ્માત થઇ છે. મુંબઇની પ્રજા પાસે હું હાજર થાઉં અને બે શબ્દ મારે કહેવા જોઇએ. એને માટે કાલે કે પરમ દિવસે જુદી સભા હતી. મારી બહેનના હાથમાં એને લગતો કાર્યક્રમ ઘડવાનો હતો. પરંતુ આજે સરકારે એ બહેનને તો પોતાને ઘેર લીધી છે—પરહેજ કરી છે. એ મને કહ્યા જ કરતી હતી, કે મને

આજકાલમાં પકડશે. મેં તેને કહ્યું હતું કે "તું પહેલાં જઈશ કે હું પહેલાં તેની મને ખબર નથી. જ્યાં તારે જવાનું છે ત્યાં મારે પણ જવાનું છે." પરંતુ મારા પર એ જીત મેળવી ગઈ છે. હું એનાથી હાર્યો છું. મુંબઈની પ્રજાને તે માટે મુબારકબાદી આપું છું. મુંબઈની પ્રજાને ધન્યવાદ ઘટે છે કે એવી પુણ્યશાળી બાઈ તમને મળી છે. એની તપશ્ચર્યા નિષ્ફળ કદી નહિ જાય. પણ જેલમાં પૂરનારાઓના કપાળે કાળો ડાઘ થશે. તેમની પાસે તોપ બંદૂક ભલે હોય, રાવણ પાસે ક્યાં નહોતું ? હિંદમાં એક એવી સાધ્વી સ્ત્રી પેદા થઈ હતી જેણે રાજા રાવણનો નાશ કર્યો હતો. તે સાધ્વી એકલી હોવા છતાં, શસ્ત્ર વિનાની હોવા છતાં, નિરાધાર હોવા છતાં, તેને જંગલમાં રાક્ષસોની વચ્ચે રાખવા છતાં, લાલચો ને ધમકી છતાં, તેણે પોતાનું શિર ઝૂકાવ્યું નહોતું. એવી સતીઓ હિંદમાં થઈ ગઈ છે, પેરીનબહેન તેમાંની એક છે.

## સરકારને ચીસ પડાવતી સાધ્વીઓ

એની બધી બહેનો એવી જ છે, અરે સાધ્વીઓ છે. એ બહેનોના પગ ધોઈ પૂજા કરવી જોઈએ. એમને પેટ જન્મ લેવો એ કોઈ ભાગ્યશાળીનું કામ છે. હું તો બીજી બહેનોને ઘણાં વર્ષથી ઓળખું છું. અમદાવાદથી હું નીકળ્યો ત્યારે એક બહેન કહેતી હતી કે "તમે જાવ છો તો ખરા, પણ પાછા આવશો તે પહેલાં હું જેલમાં જઈશ." એ ખુરશેદ બહેન. અમદાવાદ ને ગુજરાતની પ્રજાને તે મોહિત કરી રહી છે. આખા અમદાવાદ જિલ્લાની અંદર તમામ પીઠાં પર ચોકી કરે છે. દરેક પીઠા પર ચોકીપહેરો મૂકવા તેણે બહેનોનું લશ્કર ઊભું કર્યું છે. હું એ પણ કહેવા ઇચ્છું છું કે ત્યાંના જિલ્લાના વડા અમલદારોએ તેમજ મેજિસ્ટ્રેટે મને ખબર આપી છે, કે આ કામમાં અમારાથી કાંઈ બોલી શકાય નહિ. એ કાર્ય અતિશય વ્યવસ્થિત ને સુંદર છે, એમાં

ક્યાંયે હિંસાને સ્થાન નથી. એ બહેનના કામથી દારૂવાળાઓનો ૮૦–૯૦ ટકા વકરો બંધ થયો છે. બીજી પારસી બહેન સુરત જિલ્લામાં છે. એ પણ મારી સગી બહેન હોય એવી છે. બારડોલીની લડતમાં રાતદિન એણે મને સાથ આપેલો. હાલ પણ દરેક પ્રવૃત્તિમાં એનો મને સાથ છે. એનું નામ મીઠુ બહેન પિટીટ. એણે કુટુંબનો રોષ વહોરી લીધો છે અને એનું સુરત જિલ્લાનું કામ ભલભલા મરદોને નીચું જોવડાવે એવું છે.

## ગજગજ ઊછળતી છાતી

પેરીન બહેનનું કામ જોઈ મને હર્ષ થાય છે. એના જેલ જવાથી મારી છાતી ગજગજ ઊછળે છે. હું હર્ષઘેલો થયો છું. મને જરાએ દુઃખ નથી; પણ મને કહેવા દો, કે તમારે માથે અતિશય ભારે જોખમદારી છે. ઘણાઓ મને પૂછતા, કે તમે મુંબઈની વાત જાણો છો? પણ હું જેલમાં પડેલો, મને શું ખબર? ગાંધીજીએ કહ્યું હતું, કે મુંબઈનો મને ભરોસો નથી. પણ મુંબઈ બદલાઈ ગયું છે, એ વાત હું બે દિવસથી અનુભવી રહ્યો છું.

સરકાર માને છે, કે આગેવાનોને પૂરી દઈશું તો લડત બંધ થશે. પણ મુંબઈમાં તો આગેવાનો જ મને નથી દેખાતા. આજે દરેક સ્ત્રી પુરુષ આગેવાન થઈ પડ્યાં છે. દરેક બાળક વાનર-સેનામાં જોડાયો છે. ગાંધીજીએ અગાઉ એમ કહેલું, કે નેતાઓ જશે તો આ લડત બાળગોપાળ ચલાવશે. એ લડત ચલાવવા સત્ય અને અહિંસા એ બે સિવાય બીજી વસ્તુની જરૂર નથી. અને મુંબઈમાં એ બંનેને સ્થાન મળે એમાં ભારે શંકા રહે; કારણ કે મુંબઈનો પાયો પાપ પર રચાયેલો છે.

## માયાની નગરીમાં પરિવર્તન

આખા દુનિયાના, આખા હિંદના ગરીબ ખેડૂતોને ચૂસી તેમની નસોમાંથી વિત્ત ખેંચી પરદેશ મોકલવા માટે આ શહેર

જાણીતું છે. દરિયા પર બંધાયલું એ કાંઇ સુખાકારી માટે નથી, પણ પરદેશીઓને વેપાર માટે સગવડ આપવા સારુ છે, હિંદનું ધન લઇ પરદેશ મોકલવા માટે છે. એ તો માયાની નગરી છે. એમાં આટલો બધો ફેરફાર થાય એ કોઇ માની શકે નહિ. મહાત્માજીની નિરાશા એટલા માટે જ હતી. તેમને પાછલો અનુભવ હતો; પણ મુંબઇએ સાથ આપતાં એ અવિશ્વાસની લાગણી હવે દૂર થઇ છે. આ લડત આગેવાનોને પૂરવાથી કદી બંધ નહિ થાય. લડત ચાલ્યા જ કરશે. પેરીન બહેને આગેવાન હોવાનો કદી દાવો કર્યો હતો નહિ. એણે બિચારીએ એવું કામ કદી કરેલું જ નહિ છતાં યે એ મુંબઈની વૉર કાઉન્સિલની પ્રમુખ થઇ. સરકાર હવે તો કબૂલ કરે છે, કે આ લડાઇ છે. પહેલાં તો તે હાંસી કરતી. હવે તો સમજી ગઇ છે. જગતમાં કોઈ પણ સત્યતાનો દાવો કરી શકે એવી વ્યક્તિ હોય તો તે મહાત્માજી છે. તેમણે ના. વાઇસરૉયને કાગળ લખ્યો તે દિવસથી જ લડાઇ કરવાનો વખત આવી લાગ્યો છે, એમ સરકારે નહોતું જાણ્યું. પણ હવે કબૂલ કરે છે કે આ લડાઈ છે. અને તેનું અગ્રસ્થાન મુંબઈએ લીધું છે. હું મુંબઇનું કામ જોઇ આશાવાદી થયો છું. મને મુંબઇ માટે ચિંતા નથી પણ મારે મુંબઇને ચેતવણી આપવી છે. એકે મને ચિઠ્ઠી લખી પૂછ્યું કે મુંબઇમાં માર્શલ લૉ જાહેર થાય તો શું કરવું ?

## માર્શલ લૉમાં મુક્તિ

હું મુંબઈની પ્રજાને કહેવા ઇચ્છું છું, કે માર્શલ લૉ તો મુંબઈમાં છે જ. તમે તેને ઓળખ્યો નથી, જાણ્યો નથી. આખા હિંદમાં માર્શલ લૉ છે. હિંદમાં આજે ઓર્ડિનન્સનું રાજ્ય છે. કાયદાનું રાજ્ય નથી, લાઠીરાજ છે. આજે તમને ખબર નથી, કે કાલે કયો કાયદો સરકાર બહાર પાડશે. સરકાર એવો પણ કાયદો કાઢે, કે કોઇએ

ઘરમાં રહેવું નહિ, કોઇએ બાળબચ્ચાં સાથે રહેવું નહિ, કોઇએ હોઠ ન ઉઘાડવા. માર્શલ લૉ છે તે ઢાંકેલો છે, પડદામાં છે. ૩૩ કરોડ માણસો તેનો અનુભવ કરી રહ્યા છે, છતાં સરકાર ઉઘાડો મૂકે તો હિંદનાં ધન્યભાગ્ય છે. હિંદની તે વખતે જ મુક્તિ છે. એ ઠગબાજી ખુલ્લી કરવી છે. આ સત્યાગ્રહની લડત પહેલાં બ્રિટિશ રાજ્ય કેવા પ્રકારનું છે તેની ખબર ઘણાને નહોતી પડી. હવે પડી છે. પડદા પાછળની વાત આથી ખુલ્લી થઈ છે.

## છૂપો માર્શલ લૉ

આ શહેરના મેદાનમાં, આ શહેરમાં, જાહેર રસ્તા પર વ્હાઇટવે લૅડલોની સામે મુંબઇ શહેરના નવજુવાનોનાં માથાં ફૂટે તે વાત છુપાવી શકાતી નથી. છાપાંમાં આવે, ફીલ્મો લેવાય, મુંબઇના રાજ્યના વફાદારો નજરે જોઈને ચમકી જાય, એ સરકાર છુપાવી ન શકે.

પણ તમે ધરાસણા જોયું છે ? એ તો ધરતીનો છેડો છે, એક નાનું ગામડું છે. એ ગામડામાં એક માઇલ સુધી પેસવા ન દે, પાંચ માણસ એક સાથે જઇ શકે નહિ, કોઇ પરદેશી જઇ શકે નહિ, છાપાનો રિપોર્ટર ન જઇ શકે. ત્યાં જે સિપાઇઓ હોય તેમણે સભ્ય માણસોને જોયા ન હોય ત્યાં માથાં ફૂટે, લાઠી ચાલે તેની ખબર જગતને કે મુંબઇને ન થાય. એ વાત છુપાવવાની હતી. એક અમલદાર લખી મોકલે કે એ બધું બનાવટી છે એટલે પત્યું. સરકાર પણ વિલાયતમાં સમાચાર પહોંચાડે કે ત્યાં કાંઇ થયું નહોતું. પણ મુંબઇની વાત છુપાવાય નહિ. એથી જ તમને લાગે કે માર્શલ લૉ નથી.

## નામર્દોનો વંશ

શોલાપુરના જેવો માર્શલ લૉ આખા હિંદનાં માણસો પર જાહેર થાય તો તો નામર્દોનો વંશ જતો રહેશે. હિંદમાં આપણે ડરતા થઈ ગયા કે માર્શલ લૉ આવશે તો શું કરશું ? તે દિવસથી

જ કમબખ્તી બેઠી સમજજો. માર્શલ લૉ જાહેર થાય તો તેને વધાવી લેજો. આજે હિંમતથી જ હવે કાર્ય કરવાનું છે. અને જો હિંમત ન હોય તો ચૂડીઓ લઈ આવો. નામર્દી કરતાં થોડા નીડર મર્દો સારા. હવે જેલમાં જવાનું તો શું, પણ માથાં ફોડે તોપણ ગભરાવાનું નથી જ્યાં કરમ ફૂટેલાં હોય ત્યાં પછી માથાં ફૂટે તેમાં ગભરાવાનું શાનું ? માર્શલ લૉને પણ વધાવી લેવો અને નીડરપણે રાષ્ટ્રીય કાર્ય કરવું. જો કાર્ય કરવાની હિંમત ન હોય અને પોતાના વેપાર ધંધાની વાતો કર્યા કરવી હોય તો દરિયામાં ઘણું પાણી છે ત્યાં ડૂબી મરવું એ સારું.

હું જેલ ગયો ત્યારે સંદેશો આપતો ગયો હતો કે જેમની પાસે પૈસા વધારે હોય અને જેમને ડર લાગે તેઓ બધું સમેટી લઈ પરદેશ જતા રહે; ગુજરાતમાં ધર્મયુદ્ધ આદરવામાં આવ્યું છે, માટે કોઇ નામર્દ રહેશો નહિ, એ ધર્મયજ્ઞને અભડાવશો નહિ, નહિતર મોત આવ્યું સમજજો.

## ૧૦ લાખ વ્યંઢળો કરતાં પાંચ લાખ મર્દો સારા

કહે છે, કે મુંબઇમાં વેપાર રોજગાર નાશ પામે છે. હું કહું છું કે વેપાર ડૂબી જાય, સળગી જાય, તોપણ હું તો જરા યે નારાજ નહિ થાઉં. જ્યાં ૧૦ લાખ વ્યંઢળો રહેતા હોય ત્યાં પાંચ લાખ મર્દો રહેશે તો હું રાજી થઇશ. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વ્યકિત જેના નામની નાના મોટા વૃદ્ધ સૌ જય પોકારે છે, તેને જેલમાં બેસાડયો છે તેવે વખતે આપણે વેપાર કૂટવાના છીએ ? જેની પૂજા કરવી જોઇએ એને જેલમાં પૂરેલ છે; આપણે ૩૩ કરોડ છતાં તેને જેલમાં રાખે તે વખતે વેપારનો વિચાર કેમ કરાય ?

## વેપારમાં પૂળો મૂકો

હિંમત ન હોય તો બબ્બે ચૂડી પહેરીને મારી પાસે આવજો

પણ વેપારની વાત ન કરશો. દોઢસો વર્ષ થયાં આપણે સાચો વેપાર ક્યારે કર્યો છે? એક જ વાણિયો ખરો વેપાર જાણે છે, અને તે ઇજ્જતનો વેપાર છે. તે જેલમાં છે, એટલું જ નહિ પણ એના ત્રણ છોકરા જેલમાં છે, એના છોકરાનો ૧૬ વરસનો નાનો છોકરોએ જેલમાં છે. અને એની પત્ની શું કરે છે? જિંદગીને જોખમે ગામડે ગામડે દારૂનાં પીઠાં, અને કાપડની દુકાનો ઉપર પિકેટીંગ કરે છે. તેવે સમયે તમને હું વેપાર કરવા નહિ દઉં.

આજે માથાં ફૂટી રહ્યાં છે. માથાં કેમ ફૂટે! કરમ ફૂટયાં છે તેથી. ગુજરાતના એકેએકનું માથું પણ સાજું નહિ રહે ત્યાં સુધી લડત ચાલશે. ગાંધીજી ફૂટેલા માથાની માળા સરકારને ભેટ આપવાની ઇચ્છા રાખતા હતા. સરકાર આજે અકળાઈ ગઇ છે. એનું કારણ શું? કારણ એ કે, એનું હથિયાર બુઠ્ઠું થયું છે. બંદૂક વાપરતાં તે શરમાય છે, જગતથી ડરે છે. એક જ નિઃશસ્ત્ર માણસે સરકારને સમજાવ્યું છે, ઈશ્વરની ઓળખ આપી છે. તેણે સમજાવ્યું છે, કે ગમે તે કરશો તો પણ પ્રાણ લેવાનું તારા હાથમાં નથી. સલ્તનતો તોડનારો તો ઉપર બેઠો છે. હું મારા પેટનો દેવતા મુંબઇની પ્રજા પાસે ઠાલવી રહ્યો છું. આજની સભા તો જુદા કામ માટે છે. હું એક સભા કરવાનો છું તે વખતે તમારો ધર્મ સમજાવીશ.

આજે તો એટલું જ કહીશ, કે આ સમયે વેપાર કરવો એ નામર્દાઇનું કામ છે. એક બાઇને જેલમાં મોકલી છે તે વખતે તમારે શું કરવું? નામર્દાઇ કરવી હોય તો દરિયામાં પાણી ઘણું છે. ૧૦ લાખ પણ ડૂબી જશે. મારે કોઇનું કામ નથી.

## કૉલેજો ન છોડો તો પીળી સાડી પહેરો

કાલે કૉલેજોના વિદ્યાર્થીઓને મળવાનું છે. જો એક એક મળશે તો કહીશ કે કૉલેજ ન છોડી શકો તો સાડી પહેરી મારી પાસે

આવજો. પીળાં કપડાંવાળી બહેનોમાં આવી બેસશો તો વધારે શોભશો. જો તેઓ કૉલેજોમાં જઇ આ વખતે ડીગ્રીઓ લેવાની વાત કરતા હોય તો તેઓ હિંદના ઊગતા દુશ્મનો છે. મારો છોકરો જો આ વખતે કૉલેજની વાત કરે તો હું તો તેને ગોળીથી ઠાર કરું. કૉલેજમાં જઇને શું ભણો છો? બાપનું બારમું! કોઇ કહે છે, કે કૉલેજોમાંથી બહાર લાવી શું કરવા માગો છો? હું કહું છું કે આંધળા છો? કૉલેજમાં જઇ શું ઇતિહાસ વાંચવાના છે? પેરીન બહેનનો ઇતિહાસ વાંચોને!

## ચોખ્ખે ચોખ્ખી વાત

હિંદના સેનાપતિની મને જગા આપી છે. હું ખેડૂત છું. ચોખ્ખી વાત કરીશ. દૂધ અને દહીંમાં પગ નહિ રાખું. સફાઇની જૂઠી જૂઠી અને ખોટી વાતો કરતાં મને આવડતી નથી. મારી પાસે પ્રપંચ નહિ ચાલે. કૉલેજના વિદ્યાર્થીઓ રાડો તો ખૂબ પાડતા હતા. જેની પૂજા કરતા હતા, તે જુવાનોના નૂર પંડિત જવાહર જેલમાં છે. એણે આશા રાખી હશે, કે કૉલેજોમાં ભણતા બધા વિદ્યાર્થીઓ બહાર આવશે. કાલે એકેએક મને મળવા આવે, તો હું તેઓ ઊભા ને ઊભા સળગી જાય એવી વાતો કરીશ. મુંબઇના વેપારીઓને કહેવનો પ્રસંગ નથી. જે હિંમત, જે ભોગ તેઓએ આપ્યા છે તે માટે હું મગરૂર છું. તેમને ધન્યવાદ આપું છું. પણ એટલું બસ નથી. પાછા જવાની વાત ન કરતા. કાળી ટીલી ન વહોરતા. પાછા એટલા પાપના. ઇજ્જતના સટ્ટામાંથી પાછા પડતા નહિ. રોટલા ન મળે, તો ગુજરાતમાં આવજો, ખેડૂતો ખવડાવશે.

તમને ખબર છે? ખબર ન હોય તો હું કહું છું, કે સરકારની ઉમેદ બે ચાર મહિના આમ ને આમ લંબાવી લડત બંધ પાડવાની છે. પણ હું સરકારને કહું છું, કે હિંદમાં ગમે તે થાય, ગુજરાત આખુંયે સળગી જાય પણ મુંડી નમાવવાની વાત

કદી નહિ બને. આ સમયે ચૂક્યા તો કાયમની ગુલામી ચોંટશે. દુનિયાના ઇતિહાસમાં કાળા અક્ષરે નામ લખાશે. આજે તો જગત અજાયબીથી જોઈ રહ્યું છે કે, એક પ્રજા પાસે શસ્ત્ર નથી છતાં શું કરી રહી છે! હવે છુપાવ્યું ઝાઝો વખત છૂપે એમ નથી. જો આપણું બલિદાન પૂરેપૂરું અને સાચું હશે તો દુનિયાથી લાંબો સમય ઢાંક્યું નહિ રહે. કયો રાક્ષસ સત્યને ઢાંકી રાખી શક્યો છે? જે વસ્તુ સત્ય બનતી હશે તે આખરે ફૂટી નીકળશે.

## માર્શલ લૉનો ડર શાનો?

માર્શલ લૉથી ડરીએ તો લડત છોડી દેવી જોઈએ. શોલાપુર જેવો માર્શલ લૉ અહીં ન થવો જોઈએ. લોકોને કારણ મળ્યું હશે ખરું, પણ એક વાત તો તમે કબૂલ કરશો જ કે શોલાપુરના લોકોએ ગાંડપણ કર્યું. બે પોલીસ સિપાઈઓને ઊભા સળગાવ્યા. એક કાંકરી પડે તો સામી બંદૂક તૈયાર છે. કારણ, હવે બીજાં હથિયાર કામ નથી આવતાં. મારે તો માર્શલ લૉ વહેલો જોઈએ; પણ તમોએ જે શાંતિ જાળવી છે, તેથી હજીયે વિશેષ જાળવજો. સાથે સાથે જીભ પર પણ કાબુ રાખજો. બોલવામાં મર્યાદા ન છોડજો. ગાળો દેવી એ તો કાયરનું કામ છે.

## આત્માને વીંધનારી ગોળી જ નથી

આપણાં માથાં તોડશે, પણ દિલ નહિ તોડી શકે એ યાદ રાખજો. ગોળીથી આપણાં દિલ વીંધી શકાશે, પણ કોઈ ગોળી એવી નથી બની, કે જે આત્માને વીંધી શકે.

આ લડાઈ તમે બરાબર સમજો. તમે જે શાંતિ જાળવી છે, તે માટે આખું હિંદ આફ્રિન છે, તમારી શાંતિ માટે મગરૂર છે. પણ હવે તો કસોટીની શરૂઆત છે, એમ સમજજો. વાતો ચાલે છે કે આમ સમાધાની થશે અને સરકાર આમ કરશે ને તેમ કરશે.

મને આવી વાતો સાંભળી દુઃખ થયું છે. મને લાગ્યું કે હું જેલમાંથી છૂટીને મૂર્ખાઓમાં આવ્યો, ડાહ્યાઓમાંથી મૂર્ખાઓમાં આવ્યો.

યાદ રાખજો કે હિંદને કાંઈ આપવું જોઈએ એમ એક પણ અંગ્રેજ પ્રામાણિકપણે માનતો નથી. અરે, હજી તો બહુ વાર લાગશે. એમની તો માન્યતા છે, કે હિંદ મૂર્ખાઓનું ધામ છે, મીઠી મીઠી વાતોથી છેતરાઈ જશે. પરંતુ એક માણુસ એવો છે, કે કોઈ એને છેતરી શકે એમ નથી. કારણુ એનામાં પ્રપંચ નથી. એ સીધો છે. રાઉન્ડ કે સ્કવેર ગમે તેવું ટેબલ મૂકો પણુ એનાથી છેતરાશે નહિ. અને બીજું કોઈ તેમાં જવાનું નથી. મને વિશ્વાસ છે, કે તમે પણુ એ સમજી ગયા હશો. કેટલાયે માણુસો જેઓ સાચી સેવા કરી રહ્યા હતા તે જેલમાં ગયા છે. તેઓ જેલમાં જાય અને આપણે રા. ટે. પરિષદની વાતો કરીએ એ ફોકટ છે.

## સમાધાનીના દ્વારને બદલે જેલનો દરવાજો

પંડિત મોતીલાલજી મુંબઈ આવ્યા ત્યારે તેમણે સરકાર માટે સમાધાનીનો દરવાજો ખુલ્લો કર્યો. પણ સરકારે તો તેમને બીજો દરવાજો દેખાડી તેમાં પેસાડી તાળું મારી દીધું છે. એ સરકારની સાથે શું વાત કરવી ? સરકાર અમુક પ્રકારનું જાહેરનામું બહાર પાડશે, કેદીઓને છોડશે, એવી એવી વાતો ચાલે છે. મને તો લાગે છે, કે માણુસોમાંથી બુદ્ધિ જ જતી રહી છે. આ સરકારને તેઓ ઓળખતા જ નથી. એક માણુસ કે જેનો કેસ ચલાવવાની પણુ તેની હિંમત ચાલતી નથી, પા કલાકમાં રાતોરાત વગર કેસે કયાંના કયાં બેસાડી દીધા, તેને હજી લોકો ઓળખતા નથી. પણુ કોનો કેસ કોણુ ચલાવે ? શાહુકારનો હિસાબ કાંઈ ચોરથી કોઈ દિવસ થયો છે ? એ શ્રેષ્ઠ પુરુષ કયાં અને આ સરકાર કયાં ! પણુ સરકારમાં શાણુપણુ છે એટલે જ એણે આમ કર્યું છે.

સરકાર તો લીબરલોને પણુ પડયા મૂકીને કાંઈ થઈ શકે

એવું હોય તો તેમ પણ કરે એવી છે. માટે સમજુતીની વાતો કર્યા વિના લડત ચાલે છે તેટલા વેગથી દઢ બની હિંમત રાખી ચાલુ રાખજો અને ખાત્રી રાખજો કે એ પરિષદમાં લીબરલો નથી જવાના. હિંદુસ્તાની હોય એવો એકે એમાં નહિ જાય. સ્વમાનનો છાંટો હશે તો તે નહિ જાય. ત્યાં રહેલા છે તેઓ ના કહે તો અહીંથી કોઇ શું કામ જાય ? હવે સ્વતંત્રતાની ભાંજગડ થાય એમ નથી.

## બહાદૂર અંગ્રેજ બચ્ચો

બ્રિટિશ પ્રજાને જાણવા દો કે સ્વમાન શું છે તે હિંદ જાણે છે. હિંદી પ્રજાને સ્વમાન છે એટલું એ જાણશે કે તરત જ મિત્ર તરીકે હાથ મિલાવશે. પ્રપંચમાં પણ અંગ્રેજ મુત્સદ્દી બહાદૂર છે; એ જાણશે કે હિંદી પ્રજા ખુવાર થવા તૈયાર છે ત્યારે જ સાચું નોતરૂં આવશે; અત્યારે તો ઉપાડેલું કામ પૂરું કરવું જ રહ્યું.

## હિંદના દાદાની પનોતી પૌત્રી

મહાસભાના એક કામચલાઉ પ્રમુખતરીકે પેરીનબહેનને અને તેના કુટુંબને મુબારકબાદી આપું છું. જે તપસ્વીએ તપશ્ચર્યા કરી હિંદના કલ્યાણને માટે સાચી સેવા કરી એ એના વડીલ, એના દાદા અને હિંદના એ મહર્ષિએ હિંદ માટે જે બીજ વાવેલાં એના ફળ એની પુત્રી ચખાડી રહી છે. એનાથી તેઓ સ્વર્ગમાં મગરૂર થતા હશે અને અતિશય રાજી થતા હશે એની જરાએ શંકા નથી.

## વાઇસરૉયનો નવો ફતવો

છેવટે મારે તમને કહેવાનું કે તમારી જવાબદારી વધી છે. નામદાર વાઇસરૉયે આજે નવો ઑર્ડિનન્સ કાઢયો છે. પહેલાંના ઑર્ડિનન્સમાં જે ઘણી ભૂલો અત્યાર સુધી કરી છે તેમાંની એક ભૂલ સરકારથી થઇ ગઇ છે તેથી તેમાં સુધારો કરવા આ નવો ઑર્ડિનન્સ છે. આપણી વૉર કાઉન્સિલમાં જે ચાલાકી છે તે સરકારમાં નહોતી. એને સાઇકિલોસ્ટાઇલથી પત્રિકા નીકળશે એવો

ખ્યાલ નહોતો. હવે ઓર્ડિનન્સની રૂએ પત્રિકાઓ માટે ડેકલેરેશન લેવું જોઈએ. નહિતર મશીન જપ્ત થઇ શકે એવી એમાં રચના છે. પણ મુંબઇની કૉલેજોના વિદ્યાર્થીઓનાં કાંડાં કોણ કાપી શકે છે? કોણ કોઇની જીભ કાપી શકે છે? મુંબઇની કૉલેજોના છોકરાઓ એક એક લખે તો કેટલીયે પત્રિકાઓ બહાર પડે? આજે જે પત્રિકા નીકળી છે એ તમારા કામનો વધુ પુરાવો છે. તમારા સાથીઓ પકડાયા છે. કાલે લીલાબહેન પકડાશે. તેઓ બધાં મળી જેલમાં કાઉન્સિલ ભરશે. અહીં પણ કમિટિનું કામ ચાલુ જ રહેશે.

પંજાબમાં બેન્કોને કૉંગ્રેસનાં નાણાં આપવાની મનાઇ છે. બેન્કોને લબાડી શીખવાડે છે. કોંગ્રેસે દેવા વિષે ઠરાવ કર્યો તેથી ખળભળાટ થયો. એ ઠરાવ હજાર દરજ્જે સારો હતો.

## કાળા કેર કરનારા આવ્યા છે

મારે અંતમાં એટલું કહેવાનું છે કે હજી તો હવે ખબર પડશે. માથાં ફોડવાનો તો એણે નવો રસ્તો શોધ્યો છે, એ તો મારી ગણતરીની બહાર હતો. મારી ગણતરી એ હતી કે જેલ, ફાંસી અને ગોળી એ ત્રણ સિવાય તેમની પાસે બીજો માર્ગ નથી, પણ આ તો સુધરેલી સરકાર છે! આવી ઝીણવટ દાખલ થઈ હશે એ મને ખબર નહોતી, કોઇની કલ્પનામાં પણ નહિ હોય. મુંબઇને થયું કે આ સરકાર આવી છે? પણ હું કહીશ હજી તો તમે તેને ઓળખી નથી. હવે જ તમે ઓળખતા થશો.

" ઝેર ગયાં અને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર "

એ તમે વાંચી ગયા છો, પરંતુ હવે તમે જોઇ રહ્યા છો, કે કાળા કેર કરનારા આવ્યા છે. છૂપી વાતો હવે ઊઘડે છે, અને જે દિવસે માર્શલ લૉનો અમલ ઉઘાડો જોઈશ તે દિવસે હું જાણીશ કે મારી જિંદગીનું સાર્થક થયું છે. હું તો રાજી જ થઇશ. હું તો ઇચ્છું છું કે એ દિવસ વહેલો આવે. એ દિવસ આવશે ત્યારે મુક્તિ છે. છેલ્લું

પગલું થાય, બધા ખતમ થાય ત્યારે આપણું કલ્યાણ છે. યાદ રાખજો, પછી હટવાની વાત સ્વપ્ને પણ કરશો નહિ. શાંતિ અને સ્વચ્છતા બતાવી આ વખતે સરકારને મ્હાત કરવી છે. પછી ભલે વેપાર જાય, ભલે ડીગ્રી જાય, ભલે નોકરી જાય, ભલે રોટલો જાય; નહિ તો ઇજ્જત નહિ રહે, એ યાદ રાખજો. ઇશ્વર તમને એમ કરવાને શક્તિ આપો, બુદ્ધિ આપો ! પ્રભુ તમારું કલ્યાણ કરો !



# ભાષણ ૫ મું

## વિલેપારલેમાં

[ વિલેપારલે એ તો મુંબઇનું નાક. સરદાર મુંબઈમાં જાય તો વિલે પારલે ગયા સિવાય રહે ? અને ત્યાંથી ઘણા કાર્યકર્તાઓ જેલમાં ગયા હતા એટલે જેલજીવન ઉપરના લાંબા વિવેચનથી તેમણે પોતાનું ભાષણ શરૂ કર્યું. તા. ૪-૭-૩૦. આટલા લંબાણથી જેલજીવન ઉપર કદાચ તેમણે અહીંજ કહ્યું હશે. ]

**ભાઇઓ અને બહેનો,**

મને વિલેપારલે આવવાની માગણી કરવામાં આવી તેનો હું અસ્વીકાર ન કરી શક્યો, કારણ કે વિલેપારલેના કાર્યની મેં ખૂબ તારીફ જેલમાં બેઠા બેઠા સાંભળી હતી. જે સ્થાનેથી સ્વયંસેવકોએ જુદા જુદા સત્યાગ્રહવાળા મથકે જઇને માથાં ફોડાવ્યાં છે અને નેતાઓ જેલ ગયા છે તે સ્થળે જઈ હું આત્મશુદ્ધિ કરી શકું તે હેતુથી હું તમો સર્વનાં દર્શને આવ્યો છું. અહીંના તમારા જેલ ગયેલા કાર્યવાહકો શેઠ જમનાલાલ બજાજ, સ્વામી આનંદ, કિશોરલાલ મશરૂવાળા વગેરે તો મારા ભાઇઓ છે. કિશોરલાલ ભાઇની તબિયત અનેક દરદોથી ભરેલી છે. તેમના જેલમાં જવાની

ખબરથી મને પ્રથમ તો આઘાત થયો. પરંતુ તેવાં માણસો ભાગ્યે જ પાછળ રહી શકે છે.

## જેલમાં કેવું સુખ છે ?

જેલમાં કેવું સુખદુઃખ છે તે તમે જાણવા માગતા હો તો હું કહીશ, કે જેલમાં સુખ સ્વર્ગના જેવું અને દુઃખ નર્કના જેટલું છે. પરંતુ સુખ-દુઃખ એ તો મનનું કારણ છે. ઇશ્વરે મનુષ્યને સુખદુઃખ સહન કરવાની શક્તિ આપેલી છે. ઇશ્વિર માણસને દુનિયામાં આવતા પહેલાં માતાના પેટમાં નવ મહિના સુધી ગંદકી વચ્ચે રાખે છે. તેને આપણે સખત કેદ કહીએ કે અંધારી કોટડીમાંની કેદની સજા કહીએ તો ચાલે. એમ ઇશ્વિર તે સંજોગોમાં પણ દુઃખ વેઠવા જેટલું બળ આપે છે.

આપણી મૂળ હાજતો ચાર છેઃ હવા, પાણી, અન્ન અને વસ્ત્ર. જેલની હવા અને પાણી તો અહીંના કરતાં ઘણાંજ સરસ છે. ઇજ્જત ઢાંકવા પૂરતાં કપડાં પણ સરકાર આપે છે. આમ સ્વચ્છ હવાપાણી અને કપડાં સરકાર આપે છે માત્ર ખોરાક અસ્વચ્છ આપે છે. તેવા ખોરાકથી પણ હિંદમાં લાખો માણસ પોતાનું જીવન ટકાવે છે. હું જેલમાં ગયો ત્યારે સાબરમતી જેલમાં લગભગ ૧૫૦૦ કેદીઓ હતા, તેમાંના કોઇએ ખોરાકની ફરિયાદ કરી ન હતી.

## ભયંકર કેદી

હું જેલમાં ગયો ત્યારે મને રાજદ્વારી કેદીમાં ભયંકર ગણવામાં આવતો હતો અને ઓરડીની બારી પર ઝીણાં કાણાંવાળી જાળી, સળિયા ઉપરાંત લગાડવામાં આવી હતી. તે મેં ૬ દિવસે જ્યારે જાળી ઉખાડી ત્યારે જ જાણ્યું હતું. જેલરે મને કોઈ ચીજની જરૂર હોય તો કહેવા માટે પૂછતાં મેં કહ્યું હતું કે મારે મહેરબાની જોઇતી નથી. હક હોય તો હું બહાર સુવાનું અને દીવો માગું છું. મેં જેલરને ખોરાકની ફરિયાદ કરી જ નથી કારણ કે મેં તેમને કહી દીધું હતું કે હું તો હવા ઉપર ત્રણ મહિના ગાળીશ.

## કેદીઓને અપાતો ખોરાક

જેલનો ખોરાક કેવો હોય છે તેનો જરા ખ્યાલ આપું. સવારમાં એક અધોળ જુવારના આટામાં થોડું મીઠું મિલાવીને લોઢાના વાસણમાં ઉકાળવામાં આવતું અને તે કાળી રાબ જેવું બનતું. આને હું 'સવારની પ્રસાદી' કહેતો. એનાં મેં દર્શન જ કર્યાં છે, પીવાની હિંમત નથી કરી. પછી દશ વાગે ૧૦–૧૦ અધોળના જુવારના બે રોટલા અને મગ કે તુવરની દાળ મળતી. મારા માટે તો અર્ધો રોટલો બસ થતો. ચોકી કરનાર એક કેદી મને જુવારને બદલે પોતાને મળતી ઘઉંની રોટી આપવા આવતો. તેને મેં કહ્યું કે મારી તબિયત કંઈ એવી નબળી નથી કે હું જુવારનો રોટલો ન પચાવી શકું. હું તો મારા હકનો જુવારનો જ રોટલો ખાઇશ. સાંજે રોટલા સાથે ઘાસ જેવી અને કીડાવાળી ભાજી મળતી. મારી સાથેના કેટલાકને તો તે ભાજી જોઇને ઊલટી થઈ હતી, અને સાત દહાડા તેઓએ ભાજીનો ત્યાગ કર્યો હતો. ૭ દિવસ પછી જેલરે મને જણાવ્યું કે સરકારે તમને ખાસ કેદી તરીકે ગણવા ઠરાવ્યું છે માટે તમે જોઇએ તે સગવડ માગો. મેં પૂછ્યું કે અત્યાર સુધી મને કેવા કેદીતરીકે ગણવામાં આવતો હતો ? જો મને સગવડ આપવી હોય તો બહાર સૂવાની અને દીવાની સગવડ આપો. જેલરે કહ્યું કે તે માટે તો રજા મંગાવવી પડશે. મેં કહ્યું કે રજા મંગાવવી હોય તો મંગાવો, ને લખજો કે મને કંઇ ખાસ સગવડ નથી જોઇતી. તે પછી અમને ખાસ સગવડ આપી. અમે રસોડું પણ રાખ્યું અને તે સગવડ અમે ૧૦૦ કેદીઓ થયા ત્યાં સુધી ચાલુ રહી.

શ્રી. અબ્બાસ તૈયબજીને પકડવાના દિવસે જ મારી પાસેના કેદીઓમાંના ૨૦ જણને ત્રીજા વર્ગમાં ખસેડયા અને તે વર્ગ મુજબનો સાધારણ ખોરાક આપવાનું શરૂ કર્યું. તે પરથી અમે ઉપવાસ આદર્યા અને છેવટે અમે બધાએ એકસરખો સામાન્ય ખોરાક લેવાનું

ચાલુ રાખ્યું. નાશિકમાં પણ બધા જેલ ગયેલા ભાઈઓ તેવો જ એક્સરખો ખોરાક લે છે.

જેલમાં ગયા પછી કંઈ દુઃખમાં દુઃખ ગણાતું હોય તો તે એટલું જ કે મારી તબિયત હલકી થઇ છે અને હું ઝડપથી ચાલી હાલી શકું છું અને ઊંઘી શકું છું. ( હસાહસ ) કારણકે મારા શરીરમાંથી ૧૫ શેર માટી ઓછી થઇ છે. મહાત્માજીનું વજન તો ૯૦-૯૫ રતલ છે જ્યારે મારું વજન તો ૧૩૨ રતલ છે. હજીએ ૪૦ રતલ ભાર મારે શરીરમાં વધારે ફેરવવો પડે છે અને તેટલું વજન ઓછું થાય તેથી કંઇ શરીર પર અસર થવાની નથી.

## મુંબઈનો દરિયો વિશાળ છે !

તમે અત્યાર સુધી ઠીક કામ કર્યું છે. આટલી બધી બહેનો આ લડતમાં સાથ આપો છો તે જાણીને મહાત્માજીને સંતોષ થશે. મેં ગઇ કાલે વેપારીઓને અને નરનારીઓને કહ્યું કે મહાત્માજીને મુંબઇનો અગાઉ ભરોસો ન હતો અને તેમને કંઇ શંકા રહ્યા કરતી હતી. હજી મને કેટલાક કહે છે, કે આ હિસ્ટીરિયાના રોગ જેવું તો નથી ? હું કહીશ કે જો તેવો દંભ હશે તો મુંબઇનું નાક જશે. હું છેલ્લા બે દિવસથી મુંબઇમાં જે ઉત્સાહ જોઇ રહ્યો છું તે પરથી મને ખાત્રી છે, કે જો તેમાંના પાંચ ટકા પણ સાચા હશે તો મુંબઇ જ હિંદને જરૂર સ્વરાજ અપાવી શકે.

છતાં પણ ધારી લઈએ કે એ બધું પોલું છે તોપણ ઇજ્જત તો મુંબઈનીજ જવાની છે. બાકી મને તો ગુજરાતના ખેડૂતોની ખાત્રી છે કે તેઓ વટાઇ ઘુંટાઇને ચૂરા થઈ જશે તો પણ નમતું આપનાર નથી. અને ચોક્કસ સમજજો કે કોઇ કંઈ પણ નહિ કરે તો ગુજરાતના ખેડૂતો જ હિંદને સ્વરાજ્ય અપાવનારા છે.

અત્યારે વેપારીઓ પ્રશ્ન પૂછે છે કે અમારા વેપારનું શું ? તેમને હું કહું છું કે બર્મામાં ધરતીકંપ થયો ત્યારે આગલી રાત્રે

તેમાંના કોઇને કશી કલ્પના જ ન હતી. આમ અચાનક જાનમાલ-ની ખુવારી થઇ જશે ત્યારે શું કરશો ? જો સ્વરાજ્ય જોઇતું હોય તો આપણે આવી ખુવારી માટે પણ તૈયાર રહેવું જોઇશે અને એવી ખુવારીની મને જરા પણ દયા કે પરવા ન થાય. એક દિવસ હું એમ સાંભળું કે મુંબઇમાં પણ ઇરાદાપૂર્વકનું શોલાપુર થયું અને તે ખલાસ થઈ ગયું તો તે માટે મને કશું પણ ન થાય. અને આવી ધગશ જો મુંબઇને ન હોય તો મુંબઇનો દરિયો વિશાળ છે.

## ઘંટીના પડ જેવા ભારરૂપ કૉલેજિયનો

એ જ પ્રમાણે મને જ્યારે એમ કહેવામાં આવે છે, કે તમે કૉલેજના વિદ્યાર્થીઓનું નામ ન લેશો, હું કહું છું કે મારે તેવા નમાલાઓનું કામ નથી. જો તેઓ આજ પણ ચોપડાનાં પોથાં જ વાંચવાના હોય તો તો તેઓ દેશને ગળે ઘંટીના પડ જેવા ભારરૂપ છે. મને તેવાઓ સમક્ષ જતાં પણ કંટાળો આવે છે. જો તેઓ દેશની લડતને ટેકો આપવા માગતા હોય તો તેઓને કામ આપવા હું તૈયાર છું. ગઈ કાલે જ વાઇસરૉયે ઑર્ડિનનસ કાઢ્યો છે અને સાઇકલોસ્ટાઇલ પત્રિકાઓ જપ્ત કરવાનો કાયદો કર્યો છે. કૉલેજના ૫૦૦૦ વિદ્યાર્થીઓ દરેક પત્રિકા લખે તો તેઓ લાખો માણસોને પત્રિકાઓદ્વારા સંદેશો પહોંચાડી શકશે. આ રીતે આપણી લડતને માણસોની જરૂર છે. હિંદુસ્તાનને આજે જે આગેવાન મળ્યો છે તેવો હજી સુધી મળ્યો નથી અને ભવિષ્યમાં પણ મળવાનો નથી. તેમની ઉંમર ૬૨ વર્ષની છે અને તે મહાપુરુષ છે. તેણે જેટલા માણસોનાં જીવનનું પરિવર્તન કર્યું છે તેટલું કોઇએ કર્યું નથી. હું તેનો અંધભકત નથી. હું કંઇ ભોળો માણસ નથી કે આંખો મીંચીને તે માણસને અનુસરું. હું તો જમાનાનો ખાધેલ માણસ છું. પણ મને લાગે છે કે એણે બતા-

વેલ માર્ગ લીધા સિવાય આ દેશની મુક્તિનો બીજો માર્ગ જ નથી. એ એટલો મહાન પુરુષ છે કે એની પાછળ એક ડગલું જઇએ એટલે કોટિ ભવોમાંથી એક ભવ કપાય. એક વાત ખાસ સંભાળજો કે આ યુદ્ધમાં જરા પણ મલિનતા ન આવે. પેલા સંતની આબરૂને બટ્ટો લાગે એવું કાંઇ પણ ન જ બને તેની ખાસ સંભાળ રાખજો અને લડત આગળ ધપાવ્યે જજો.

## મુંબઈ: ખેડૂતોના લોહીથી રંગાયેલી ભૂમિ

મહાત્માજીએ જે પ્રયોગ અજમાવ્યો છે તેથી સરકાર મુંઝાઇ છે અને લાઠીઓનો ઉપયોગ કરવા માંડયો છે. બે હજાર કે પાંચ હજાર માણસોનાં માથાં ફૂટયાં હોય તો તેથી શું ! આપણે તો માથાંઓની ખોપરીઓના હાર સરકારને આપવાના છે. જે નામર્દ હોય તેણે તો વેચીસાટીને વિલાયત જ જતા રહેવું. નામર્દોનો તો વંશ જવો જ જોઇએ. આપણી લડત તો આખરની છે: કાં તો તે નહિ અને કાં તો આપણે નહિ. આપણે રાજ્ય ચલાવતાં શીખવું હોય તો આપણે બીજાનું રાજ્ય કાઢી નાખવું જોઇએ. આમ થતાં મુંબઇમાં ભયંકર પરિવર્તન થાય તો પણ હું તો હસવાનો છું. કારણ કે મુંબઈ તો પરદેશ નાણાં ઘસડી જવાની કોઠી છે. અનેક ખેડૂતોના લોહીથી રંગાયેલી આ ભૂમિ છે તેનો કદાચ નાશ થાય તોપણ હું તો હસું. મુંબઇના તવંગરો 'આ શું કરો છો ?' એમ કરીને ગભરાવે તો તેમને કહીશ કે 'તમે વિલાયતનો રસ્તો માપો.' માર્શલ લૉની ધમકી નકામી છે.

સરકાર જો માર્શલ લૉની પ્રજાને ધમકી આપતી હોય તો હું રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખતરીકે સરકારને કહું છું, કે મુંબઇને માર્શલ લૉ જોઇએ છે અને દેશને પણ માર્શલ લૉ જોઇએ છે. કારણ કે સરકાર તો આજે ઢોંગ કરી રહી છે. આજે દેશમાં માર્શલ લૉ જ ચાલી રહ્યો છે; પરંતુ તે ખુલ્લો નથી. આપણે તેનો

દંભ ઉઘાડો પાડવો છે. અને માર્શલ લૉ જ સરકારનું છેલ્લું હથિ-
યાર છે. જ્યારે સરકાર જાણી લેશે કે માર્શલ લૉની ધમકીની
પ્રજા પર કશી અસર થતી નથી, અને માર્શલ લૉનું હથિયાર
નકામું નીવડયું છે તે જ ઘડીએ સરકાર આપણી સાથે હાથ મિલાવવા
તૈયાર થઇ નમતું જોખશે. આ સ્થિતિ આણવા માટે તમો સર્વેએ
જેલનો અને અત્યાચારોનો ભય દૂર કરીને લડત આગળ
ધપાવવી જોઇએ. ઇશ્વિર તમને લડત આગળ ધપાવવાને પૂરતું બળ
આપો એટલું કહી હું મારું બોલવું ખતમ કરીશ.

## ભાષણ ૬ ઠ્ઠું

### સ્ત્રીઓનું કર્તવ્ય

[ સ્ત્રીઓ ચાલુ સ્વાતંત્ર્ય યુદ્ધમાં કેટલો કિંમતી ફાળો આપી શકે એમ છે તે દર્શાવતું મુંબઈની રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશરા હેઠળ તા. ને રોજ કાંદાવાડીમાં આપેલું ભાષણ. ]

**ભાઈઓ અને બહેનો,**

આજે તમોને મળવાની મને તક મળી છે તેથી હું મારું સદ્ભાગ્ય માનું છું. તમો બધાં જાણો છો કે હું હમણાં જ જેલમાંથી બહાર આવ્યો છું, જ્યાં માણસોના ચહેરા ઘણા ઓછા જોવામાં આવતા હતા. તેથી આજે તમો બહેનોને આટલી મોટી સંખ્યામાં અહીં મળેલી જોઈને હું ગાંડોઘેલો થઇ ગયો છું. મહાત્માજીએ તમારી ઉપર ઘણો આધાર રાખ્યો હતો અને તમો હાલ જે ઉત્સાહ બતાવો છો, જે કાર્ય કરી રહ્યાં છો તેની તો તેમને કલ્પના પણ નહિ હોય. પેરીન બહેનને આજે સરકારે પકડયાં છે. તેમણે મોટા જનરલો પણ ન કરી શકે તેવું કામ બજાવ્યું છે. હિંદમાં સ્ત્રીઓ કેવળ અજ્ઞાન છે, રાજકીય બાબતો કે સામાજિક બાબતો તેઓ બિલકુલ સમજતી નથી એમ જે કહેવામાં આવે છે, તેને તમોએ ખોટું પાડી બતાવ્યું છે. પેરીન બહેનની કાર્યશક્તિ જોઇને હું તો ચકિત જ થઇ ગયો છું. મુંબઇમાં જો આવી સ્ત્રી-શક્તિ હોય તો મુંબઈમાંથી નામર્દાઇનો નાશ જ થાય. બીજા ભાઇઓને પણ આજે પકડવામાં આવ્યા છે, પણ જેલમાં જવું એ

કંઈ નવી નવાઇ નથી. હવે તો આપણે જેલ કે મહેલ બધું સરખું જ છે. હું કહેતો હતો, કે મારી રેખામાં જેલ નથી. પણ તેનો અર્થ હું એમ કરું છું કે જેલને પણ મેં જેલ માની નથી, મને તો જેલ કે ઘર બધું સરખું જણાય છે. મુંબઇએ જે કામ કર્યું છે, તેનું માન તમને ઘટે છે. પણ હું તમોને જે કહેવા માગું છું તે એ, કે તમે હવે તમારા ઉત્સાહમાં મંદ પડશો નહિ. સરકાર એમ ધારે છે કે દેશનો ઉત્સાહ થોડા વખતમાં મરી જશે. પણ સરકારની ગણતરી તમે ખોટી પાડજો અને એક ડગલું પણ પાછળ હઠશો નહિ. જુના દિવસો વહી ગયા છે અને નવો જમાનો આવ્યો છે, એમ સરકારને બતાવી આપજો. હિંદની પૂજ્ય જેવી દેવીઓ પણ હવે જેલમાં જવા માંડી છે. એકલા પુરુષો જેલમાં જવાથી કંઇ દેશની સ્વતંત્રતા મળી જવાની નથી. સ્ત્રીઓએ પણ જેલમાં જવા તૈયાર થવું જોઇએ છીએ. દેશની લડતનો આધાર સ્ત્રીઓ ઉપર છે. પુરુષોને જ્યારે પણ ટેકાની જરૂર પડે છે ત્યારે સ્ત્રીઓ જ તેમને તે ટેકો અને ઉત્સાહ આપી શકે છે. ઇતિહાસમાં આવી સ્ત્રીઓના અનેક દાખલા જોવામાં આવે છે.

## રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ

રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જવું અથવા જવાની વાતો કરવી એ મૂર્ખાઓનું કામ છે. અત્યારે, જ્યારે આગેવાનોને જેલમાં મોકલવામાં આવ્યા છે અને આવે છે, તેવે વખતે વળી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સની વાત જ કેવી હોય ? આજે આપણે શા માટે અત્રે મળ્યા છીએ તે તમે જાણતા હશો અને તેથી આજે હું તમારા તરફથી પેરીન બહેનને મુબારકબાદી આપું છું.

તમારે એક કાયમનો પાઠ શીખવો હોય તો એક વાત ધ્યાનમાં રાખજો–તમારા ઘરમાં એક પણ ચીજ વિદેશી રાખશો નહિ. હિંદમાં બનતી ન હોય તેવી કોઈ ચીજનો ખપ તમોને પડવો નહિ જોઇએ.

આપણે દર વરસે રૂપિયા ૬૫ કરોડનું પરદેશી કાપડ લઇએ છીએ તેથી હાથે કરીને જ આપણા દેશને આપણે નિર્ધન બનાવી મૂક્યો છે. આપણા જ પાપનું એ પરિણામ છે. માટે હવે તો સ્વદેશીની પ્રતિજ્ઞા લઇને આપણાં આગલાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવું ઘટે છે.

## દ્રૌપદીના જેવી ભારતમાતાની સ્થિતિ

ભારતમાતાની સ્થિતિ હાલ દ્રૌપદીના જેવી છે. તેની લાજ રાખવા માટે—કપડાં માટે તેને પરદેશો ઉપર આધાર રાખવો પડે છે. આથી જ મહાત્માજીએ તમોને તકલી અને રેંટિયો ચલાવવાનું જણાવ્યું છે. તેઓ પોતે જેલમાં પણ સુતર કાંતે છે. મેં જેલમાં આઠ શેર જેટલું સુતર કાંત્યું છે. આપણે જેટલું સુતર કાંતશું તેટલું આપણું ધન બચાવી શકશું. બધી બહેનોએ પોતાનું કપડું તો પોતે કાંતેલા સુતરમાંથી જ તૈયાર કરાવી લેવાની ગોઠવણ કરવી જોઇએ. હું તો બહેનોને કહું છું, કે તમારે ઝાઝાં કપડાં પણ ન જોઇએ તમારી લાજ ઢંકાય તેટલું કપડું તમારે જરૂર જોઇએ, અને તેટલું કપડું તમારે હાથે કાંતીને તૈયાર કરાવી લેવું જોઇએ. કેટલેક ઠેકાણે ખાદીની ટોપી પહેરવાનો ગુનો ગણવામાં આવે છે, કેમકે સરકારથી ખાદીની પ્રવૃત્તિને જોસ મળે તે જોઈ શકાતું નથી. વખત એવો આવશે, કે જ્યારે રેંટિયાને ઘરમાં રાખવો તેને પણ ગુનો ગણવામાં આવશે; કારણ કે તેથી પણ ઈંગ્લંડનો કાપડનો ઉદ્યોગ પડી ભાગવાનો તેને ભય લાગે છે.

આ બાબત તમે બરાબર સમજી ગયાં હો તો પછી આપણા ગમે તેટલા આગેવાનોને જેલમાં પૂરે તો પણ તમે કાંતવાનું ચાલુ રાખજો. સરકાર કાંઇ તમને વિદેશી કાપડ ખરીદવાની ફરજ પાડી શકશે નહિ.

## હજારો ગામડાં ભાંગીને ઉભું થયેલું મુંબઈ

બીજી વાત હું એ કહેવા માગું છું કે હાલમાં એમ જણાવવામાં

આવે છે કે મુંબઈનો વેપારધંધો તદ્દન પડી ભાંગ્યો છે. હું તો એક ખેડૂત છું. ગામડાંઓના ખેડૂતોને ચૂસી ચૂસીને આવું મોટું શહેર બન્યું છે, અને જો તે શહેર આજે દરિયામાં ડૂબી જાય તો પણ હું ઘણો ખુશી થાઉં; કારણ કે દેશનું ધન પાંચ હજાર માઈલ દૂર ઘસડી જવા માટે દરિયાકિનારા પર તેને બાંધ્યું છે. આથી જો મુંબઇનો વેપારધંધો પડી ભાગે તો તેથી મને કંઇ દુઃખ થશે નહિ, કેમકે તેમ થવાથી ભૂખે મરતાં હજારો ગામડાંઓનો વેપારધંધો જાગશે અને ભૂખે મરતાં લાખો લોકોની રોજી જાગશે.

માર્શલ લૉની વાતોથી મને રમુજ ઉપજે છે. મેં તો બારડોલીમાં પણ માર્શલ લૉ જાહેર થશે એમ કહ્યું હતું; પણ તેમાંનું કંઈ ન થયું. માર્શલ લૉ આવે તો તેથી ડરવું નહિ જોઇએ, પણ શોલાપુરમાં તે જેવી રીતે આવ્યો તેવી રીતે આવવો નહિ જોઇએ. આપણે કોઇને પણ એક કાંકરી સરખી પણ મારવાની ભૂલ કરવી જોઈએ નહિ, આપણે તદ્દન અહિંસાત્મક રહેવું જોઇએ અને આપણી લડત અહિંસાત્મક રીતે ચલાવવી જોઇએ.

## પશ્ચિમની સભ્યતા

હાલમાં હિંદમાં નિઃશસ્ત્ર લોકો ઉપર લાઠીનો મારો ચલાવવામાં આવતો જોવામાં આવે છે. એ પશ્ચિમની સભ્યતા છે. જ્યારે લાઠીના મારથી દેશ દબાઈ જશે નહિ ત્યારે માર્શલ લૉ જાહેર કરવામાં આવશે; કેમક સરકારની પાસે લશ્કરી બળ છે, જે બળ વડે સરકારે આજ સુધી આપણી ઉપર રાજ ચલાવ્યું છે. પણ મહાત્માજીએ અહિંસાનું દિવ્ય શસ્ત્ર શોધી કાઢયું છે. અને પુરુષોના કરતાં સ્ત્રીઓ તે શસ્ત્ર છેવટ સુધી જાળવી રાખી શકશે એવી મહાત્માજીને ખાત્રી હોવાથી જ તેમણે પિકેટીંગનું કામ સ્ત્રીઓને સોંપ્યું છે. અમદાવાદ શહેરની અને અમદાવાદ જિલ્લાની બહેનો દારૂતાડીનાં બધાં પીઠાંઓ ઉપર પિકેટીંગ કરે છે, અને ઘણું

સુંદર કાર્ય બજાવે છે. તમારે પણ અહિંસાના દિવ્ય શસ્ત્રને જાળવી રાખી દેશની લડતમાં તમારાથી બની શકે તે રીતે ફાળો આપવો જોઇએ. તમારું ઘરબાર જાય, બાળબચ્ચાં જાય, વેપારધંધો પડી ભાંગે, ગમે તેવાં કષ્ટ ખમવાં પડે, જેલમાં જવું પડે, તો પણ તમો તમારા નિશ્ચયમાંથી એક ડગલું પણ પાછળ ન હઠશો. ઇશ્વર તમોને એટલું બળ આપે.



# ભાષણ ૭ મું

## કાપડિયાઓને



[ જ્યારે સરદાર છૂટીને આવ્યા ત્યારથી કાપડિયાઓ પોતાની મૂંઝવણ તેમની આગળ ઠાલવવાને તલપાપડ થઈ રહ્યા હતા. તેમને વિશ્વાસ હતો કે સરદાર આ પ્રશ્નનો કંઈક વ્યવહારૂ દૃષ્ટિથી ઉકેલ આણશે, પણ પરદેશી કાપડનો કોયડો એટલો સરળ છે કે તેમાં બીજો માર્ગ રહેતો જ નથી એ તેઓ ન સમજ્યા. એટલે જ્યારે સરદારશ્રી મુંબઈ ગયા અને ત્યાંના કાપડિયાઓએ પ્રશ્ન તેમની આગળ નિકાલ માટે રજુ કર્યો ત્યારે કાપડિયાઓ આગળ આપેલું ભાષણ ]

**ભાઈઓ અને બહેનો,**

હવે તમે બધાં શાંતિથી સાંભળજો. આટલી સાંકડી જગ્યામાં તમે બધા ભાઈઓ ખીચોખીચ ભરાઇને બેઠા છો તેથી જરા પણ અવાજ કરશો તો શાંતિનો ભંગ થશે. આપણે એકઠા મળી વાતો કરવી છે. તમને બધાને આટલી સંખ્યામાં મને મળવાનો પ્રસંગ મળ્યો છે તેથી હું ખુશી થયો છું અને તમે મારું જે સ્વાગત કરો છો તે બદલ આભાર માનું છું.

મુંબઇના વેપારીઓને મળવાનો મને ભાગ્યે જ પ્રસંગ મળે છે. અને તમોએ મને આજે નોતર્યો છે તે એવી આશાએ,

કે આપનું કલ્યાણ થાય એવો રસ્તો હું તમને બતાવું. હું ખેડૂતનું બાળક છું. ખેડૂતમાં મીઠાશ હોય નહિ અને મારી જીભ કુહાડી જેવી છે. અને મારી વાત કડવી લાગે તો પણ આપણા બેઉના હિતની છે. સાફ સાફ વાત કરવાની મારી ટેવ છે. તમે વેપારીઓ છો, ચળવળમાં પ્રેમ રાખો છો, ઉત્સાહ રાખો છો અને દેશનું ભલું ઇચ્છો છો. આપણે ગુંચવાયેલા છીએ અને એ ગુંચવણમાં ઘણા કૂટાઈ જશે. તમને ગુંચવણ થાય ને દુઃખ થાય તેથી મને પણ દુઃખ થાય. તમને દુઃખ થાય તેનું કારણ આખા દેશનું કારણ ગણી કડવા ઘુંટડા સહન કરજો. તમને લાંબા વખતથી મહાત્માજીએ નોટિસ આપી હતી કે વિલાયતી કાપડનો વેપાર છોડો અને જો તમે મહાત્માજીની તે સલાહ માન્ય રાખી હોત તો બહુ સારું થાત. મુંબઈના વેપારમાં દેશનું સત્યાનાશ થાય છે એની મને ચિંતા થાય છે. મારા બોલવાનો અનર્થ ન કરશો. તમારો વેપાર સાચો નથી તેની નોટિસ ૧૯૨૧ ની સાલમાં આપેલી છે. વિલાયતના અંગ્રેજો કહે છે, કે ૧૯૨૨માં મહાત્માજીને પકડયા ત્યારે એક કૂતરું પણ ભસ્યું નહોતું. આવું અપમાન આપણાથી સાંખ્યું જાય ? મહાત્માજી જેલમાં રહે તે કેમ સહન થાય ? આપણું જીવ્યું નકામું છે. નામર્દ થઇને જિંદગી ગાળવી તે કરતાં મર્દ થાઓ. માર્શલ લૉથી મહાત્માજીને જેલમાં નહિ રાખી શકાય. હિંદમાં ચોમેર માર્શલ લૉ ચાલુ થાય અને મહાત્માજી જેલમાં હોય તેમને છોડાવવા શું કરવું જોઈએ તેનો વિચાર કરો.

## હિંદુસ્તાન આખું નવસ્ત્ર ફરે ?

ગુજરાતના ખેડૂતો તથા સ્ત્રીઓને હું કહું છું, કે તમે વિલાયતી કાપડ ન પહેરો. નવસ્ત્રા ફરો તો પણ હું શરમાઇશ નહિ. હિંદુસ્તાન આખું નવસ્ત્ર ફરે તો પણ શું ? આપણને વિલાયતી માલ પહેરાવી નામર્દ બનાવે છે. તમે સૌ સમજો છો કે આ ખોટું છે.

જેલમાંથી આવ્યા પછી પરદેશી કાપડના વેપારીઓનો પ્રશ્ન મને પહેલો થાય છે. પંડિતજી પકડાયા પહેલાં ઠરાવ કરી ગયા છે, કે જે પરદેશી કાપડ પડયું છે તે સીલ કરી મૂકી રાખો. મારા હાથ બંધાઇ ગયા છે. તમને ગમે તેટલું દુઃખ થાય પણ હું શું કરું ? પંડિતજીએ દેશને માટે શું નથી કર્યું ? પૈસા મેળવવા હોય તો કેટલા મેળવી શકે ? પંડિતજી ૭૨ મે વર્ષે પણ આજે કારાગૃહ સેવે છે. જેનો પુત્ર હિંદુસ્તાનનો મુખી થાય તે આજે કારાગૃહ સેવે છે.

મુંબઇ વેપારનું મોટું સ્થળ ક્યારે થાય કે જ્યારે વેપારીઓ જાનમાલ આપવા તૈયાર થાય. તમો વેપારીઓ છો, ગણત્રીબાજ છો, તમોને હું શું સલાહ આપું ? તમે પાઇમાંથી પાઇ પેદા કરો છો, ધૂળમાંથી ધાન પેદા કરો છો. દૃષ્ટિ લાંબી રાખો. સરકારે પરદેશી કાપડ માટે કાયદો કાઢયો છે તો તે સરકારને તમારી સાથે શી રીતે સંબંધ જાગ્યો ? તમે તેના રોટલા ઉપર લાત મારો છો તેથી તમારી બાજુએ એ આવી છે. તમે દુઃખ સહન કરો અને આપણે બેઉ એવું કરીએ કે ભવિષ્યમાં બેઉને ફાયદો થાય. તમે એવું જણાવ્યું કે નવો ઓર્ડર નહિ આપીએ. પણ તે સાથે હું જણાવું છું કે મરણ આવે તો પસંદ કરજો, પણ આ પ્રસંગે જો દગો દેશો તો કાળી ટીલી આવશે. તમે જો દગો દેશો તો અ ટલું કર્યું ધૂળ મળશે. અંગ્રેજો હજી માને છે કે વંટોળીઆ માફક આ બધું વિખેરાઇ જશે. મુંબઇની મિલો કાપડથી ભરેલી છે અને જો મિલો બંધ થાય તો મજૂરોનું શું ? જો આપણી મિલોમાં માલ છે તો વિલાયતી માલ શી રીતે મંગાવીએ ? તમે નિશ્ચય કરો કે પરદેશી કાપડનું ચીથરૂં મંગાવવું નથી. ગાંધીજી દશબાર વર્ષથી આ કહેતા આવ્યા છે. વેપારીઓ ! તમે હવે સમજી જાઓ અને પરદેશી માલ વેચો નહિ.

## પ્રાયશ્ચિત્ત કરો

સરકાર ધારે છે, કે માર્શલ લૉના ભયથી ચળવળ તૂટી

જશે. મારકીટનું સંગઠન તૂટી જશે. પણ તમે તમારા ઠરાવમાં મક્કમ રહેજો, દગો નહિ દેશો. તમે તમારાં દિલ તપાસજો. આપણી પાસે માલ સ્ટોકમાં છે તેનું શું કરવું ? પણ આ બાબતમાં હું વેચવાનું શી રીતે કહું ? અખીલ હિંદની કૉંગ્રેસનો ઠરાવ છે, કે એક પણ ચીથરૂં નહિ વેચવું. પંડિતજીના ઠરાવમાં ભૂલ હશે એમ હું નહિ કહી શકું. પંડિતજી સાથે તમે વાતો કરી છે, તે બાબતમાં વિચાર કરજો અને પછી નિર્ણય કરજો. તમે સાથેસાથ યાદ કરજો કે તમારું અનુકરણ આખા હિંદમાં થશે. આજકાલ આખી ચળવળનું કેંદ્રસ્થાન મુંબઇ છે. આજકાલ જે ચળવળ છે તે વેપારીઓના ભોગે છે અને બાળકથી માંડી સ્ત્રી વૃદ્ધ સુધી સૌનો તેમાં હિસ્સો છે, અને તેમાં તમે કેટલો હિસ્સો આપો તે સમજી શકો. હવે પાછા હઠવામાં બેવડું નુકશાન થવાનું છે. હવે પાછા ફરવું કે સામા કિનારે જવું તે તમારે વિચારવાનું છે. દુઃખ એ સુખનું મુખ છે અને એક વખત તો આંચકો લાગવાનો છે જ. તમારે મારકીટનું પ્રાયશ્ચિત્ત કરવાનું છે. તમે આજ સુધીનો હિસાબ કાઢી જુઓ, તમે તો વેપારી છો ! આજ સુધીમાં પરદેશ કેટલા રૂપિયા મોકલ્યા, દેશને કેટલું નુકસાન કર્યું ? એ પાંચ વેપારીની કમિટિ નીમી આંકડા પ્રકટ કરો, કે આજ સુધીમાં આટલા કરોડ પરદેશ પધરાવ્યા છે. આથી તમોને સમજ પડશે કે અમે જે કાંઇ કહીએ છીએ તે સાચું છે. તમારી પાસે ગમે તેટલા લાખનો માલ હોય, તેથી ધારો કે દેવાળું કાઢવાનો વખત આવે તો પણ શું ? ૩૩ કરોડ પ્રજા દેવાળું કાઢે તે કરતાં તમારી પાસે બુદ્ધિ છે તો ગમે ત્યારે વેપાર ખેડાશે, તમારો પુત્ર આખા જગતનો પાછો વેપાર કરી શકશે, ખેતી નહિ કરે. તમારો વેપાર સ્વતંત્ર હિંદમાં અગણિત પ્રમાણમાં વધશે. તમે કડવો ઘુંટડો પી જાઓ અને કાયમનો જીર્ણજ્વર કાઢી નાખો.

અમે કડવી વાત પ્રેમભાવથી કહીએ છીએ. તમોને નુકસાન

વેઠવા કહું છું તે કહેવાની મારી શું ગુંજાશ ? મને દેશ માટે પ્રેમ છે તેટલો તમોને પણ છે. મને લાગે છે કે દેહ મિથ્યા છે. મને મોહ નથી, તમોને મોહ છે–'આ મોટર મારી છે' તેટલો મોહ દૂર કરવો જોઇએ. આખી દુનિયાની દૃષ્ટિ આ દેશ ઉપર હતી. જ્યારે દુનિયાના લોકો નાગા ફરતા હતા ત્યારે હિંદુસ્તાનની જાહોજલાલીથી આખી દુનિયા ચકિત થતી હતી. આજે દલાલી સિવાય બીજી કાંઇ બાજી છે ? ખેડૂતોને કહું છું કે ખાવા માટે તમે ખોરાક પેદા કરો છો. જો તમારે કપડું પહેરવું હોય તો તે પણ પેદા કરો.

હું તમને આટલા આકરા શબ્દો કહી શકું નહિ પણ જો ગાંધીજી હોય તો તે કહી શકે કે તમારે આટલાં કપડાં પહેરવાની શી જરૂર છે ? તમે હિંદુસ્તાનને ભિખારી બનાવ્યું, તેવા નાગાને કપડાં પહેરવાનો શો હક છે ? પણ ગાંધીજીને હું કહેતો હતો. કે ચોખ્ખી વાત કહો, કારણ કે તે કાઠિયાવાડી વાણિયા હતા. જેટલી મીઠાશથી તે વાત કરતા તેટલા દરજ્જે તેમને તમે છેતરતા હતા. તેથી આખરે તમે હાથે કરીને તેમને જેલમાં મોકલ્યા. ગાંધીજી જેવા જેલમાં હોય ત્યારે બહાર રહી ધાન ખાવું એ ધૂળ ખાવા બરાબર છે, પથારીમાં સૂવું એ ચિતા ઉપર સૂવા જેવું છે. જેલમાં એક એક દિવસ જાય છે તે માટે આપણે જવાબદાર છીએ. ૩૩ કરોડમાં તેના જેવો જોટો નથી એવી એ મહાન વ્યક્તિ છે. સેંકડો વરસમાં એક પેદા થાય છે. તેણે હિંદુસ્તાનનો મોક્ષનો માર્ગ બતાવ્યો છે. સરકાર અકળાઇ છે; કારણ કે તેના હથિયાર બૂઠાં બનાવ્યાં છે. તમોને ભય રહે છે તે છોડી હિંમત પકડો. ગમે તેટલું નુકસાન થાય તો પણ આ પાપમાંથી છૂટા થાઓ. તમારા ઉપર જબરજસ્તી હું શા રીતે કરું ? તમો સ્વાર્થ છોડો અને એક વખત તો સ્વાર્થ છોડે જ છૂટકો છે. માંદાને રેચ આપી કોઠો સાફ કરો અને જઠર ઊઘડે ત્યારે પકવાન્ન જમજો. ઇજ્જતનો વેપાર હિંદમાં નથી. દેશની બેઇજ્જત થાય તે કરતાં ઇજ્જતનો વેપાર

કરવો અને હિંદુસ્તાનને માર્ગદર્શક બનવા ગમે તેટલું નુકસાન વેઠવું પડે તે વેઠો. આપણા ભાઇઓ અને બહેનો જેલમાં જાય તે વખતે બેઇજજતનો વેપાર નહિ થાય. જે કામ કરો તે ચોખ્ખું કામ કરો, પાછલે બારણેથી ન કરો. આપણી નબળાઇ ઢાંકવા વધુ પાપ કરશું તે કરતાં તમને સલાહ છે, કે જે નિશ્ચય કરો તેને દૃઢતાથી વળગી રહેજો, પાછા હઠતા નહિ. કોંગ્રેસની માગણી છે, કે એક પણ કાપડનું ચીથરૂં વેચી શકાય નહિ. તમે જે ઠરાવ કરો તેનો પ્રામાણિકપણે અમલ કરજો, તમારી પછવાડે જાસુસી ન થાય તેમ કરજો. તમારું વચન સાચું હોવુ જોઇએ અને તેટલું પ્રામાણિકપણે પાળજો અને આ પાપમાંથી છૂટવા તમને પ્રભુ સામર્થ્ય આપો. હું ઇશ્વરને પ્રાર્થું છું, કે તે તમને સાચે માર્ગે જવાની બુદ્ધિ અને શક્તિ આપો.

# ભાષણ ૮ મું

## માધવબાગમાં

[ જેમ જેમ સરદારની વાણીમાં વીરરસ ઉભરાવા લાગ્યો તેમ તેમ તો આખી મુંબઈ નગરી તેમની પાછળ ગાંડી ગાંડી થઈ ગઈ. અને હવે તો કયારે સમય થાય કે સરદારનું ભાષણ સાંભળવા મળે, એટલી લગની લોકોને લાગી. સરદાર પણ હરેક ભાષણમાં લડત આગળ ધપાવવાનો, સુલેહની પંચાતમાં ન પડવાનો અને તેનો વિચાર સુદ્ધાં ન કરવાનો ધર્મ સમજાવતા ગયા; અને લડત માટે વિશેષ તૈયારી કરવાની હવે આપણી ફરજ છે એનો પાઠ શીખવતા ગયા. એ જાતનો પાઠ આપતું માધવબાગની સભામા આપેલું ભાષણ. ]

**ભાઇઓ અને બહેનો,**

તમે બધા આટલી અગવડ ભરેલી ઋતુમાં આવીને બેઠા છો એ જોઈને હું રાજી થયો છું અને મારું પ્રેમપૂર્વક સ્વાગત કરવા માટે હું તમારો આભાર માનું છું. આવી જબરદસ્ત સભા

થશે અને આટલી મોટી માનવમેદની થશે એનો મને જરા પણ ખ્યાલ ન હતો. હવે હું જે કહું તે તમે બધાં એક ચિત્તે સાંભળજો.

મુંબઈને શું થયું છે એ મને સમજ પડતી નથી. જ્યાં જોઉં છું ત્યાં નાનાં નાનાં છોકરાંથી મોટા મોટા માણસો પણ રાષ્ટ્રીય કાર્ય કરી રહ્યાં છે. નાનાં બાળકો પણ સવારથી સાંજ સુધી રાષ્ટ્રીય ગીતો ગાયા કરે છે. તેજ પ્રમાણે સ્ત્રીઓ, પુરુષો, વેપારીઓ બધા જે રીતે રાષ્ટ્રીય કાર્ય કરી રહ્યાં છે તે જોઇ મને ઘણી જ ખુશાલી થાય છે. આખી મુંબઈનો રંગઢંગ બધો બદલાઈ ગયો છે. આજે હું તમારી સમક્ષ સહેજ વાત કરવા માગું છું. મારે માટે એક વ્યકિતએ, મારા ભાષણનો બીજો અર્થ કરીને હું જુદા વિચારવાળો છું એમ લખી જાણે મારો કાર્યક્રમ જુદો છે એમ જણાવ્યું છે. પણ હું તો કહીશ, કે મહાસભાનો જે કાર્યક્રમ છે તે જ મારો કાર્યક્રમ છે, અને તે જ મુજબ ચાલવા હું સૌને અપીલ કરું છું. મારા ભાઈઓને માટે મને જે લાગે તે કંઈ અંગ્રેજને ન લાગે; અને જો અંગ્રેજ સલાહ આપવા આવતો હોય તો હું કહીશ કે તેમની સલાહની જરૂર નથી.

મુંબઈમાં દસ લાખ માણસની વસ્તી છે તેમાંથી પેરીન બહેનને–અપ્સરા જેવી, દેવી જેવી, સાધ્વી જેવી આપણી બહેનને, પકડીને જેલમાં પૂર્યાં તેવે સમયે આપણે વેપારની વાતો કરીએ ? જ્યાં સુધી દેશની સ્થિતિ આવી છે, નેતાઓ જેલમાં ગયેલા છે, બીજાઓ જતા જાય છે, તેવે સમયે વળી વેપારની વાતો શાની હોય? અને તેવે સમયે જેની સલાહની જરૂર નથી એવાઓએ આવીને સલાહ આપવાની પણ શી જરૂર છે? આપણે આપણી સ્થિતિ સમજી શકીએ છીએ. પણ આપણા કરતાં તો ગામડાના ખેડૂતો જો કે વધારે દુ:ખી છે છતાં એમને પણ હું કહેતો આવ્યો છું, કે ખેતી જહાન્નમમાં જાય. જ્યાં સુધી આપણો મહાપુરુષ જેલમાં પડેલો છે ત્યાં સુધી ખેતી રોજગાર કોને માટે હોય? મુંબઇને પણ

હું તે જ કહું છું કે જ્યાં સુધી એ મહાપુરુષ જેલમાં છે ત્યાં સુધી તમારો વેપાર રોજગાર શા કામનો છે? મુંબઈ એ વેપારી શહેર છે અને તેથી વેપારીઓને પણ મારી એ જ સલાહ છે.

## માર્શલ લૉ કોને માટે?

ભલે માર્શલ લૉનું છેલ્લું હથિયાર પણ સરકાર અજમાવે, કોઈએ ડરવાનું નથી; પણ નિડરપણે આપણું કાર્ય કરવાનું છે. એ પણ યાદ રાખજો, કે સરકાર કોઇ પણ જાતનો જુલમ કરવાનું બાકી ન રાખે તો પણ આપણે તો શાંતિ અને અહિંસાત્મક રહેવાનું છે અને અંગ્રેજ તરફ પણ સભ્યતા રાખવાની છે. ટોળે મળીને ઠેર ઠેર નકામા ઊભા ન રહેતા અને પિકેટીંગ ચાલતું હોય ત્યાં પણ તમે ટોળે મળીને ઊભા ન રહેશો. તમાશો જોવાનો આ સમય નથી. જો તમારામાં રાષ્ટ્રીય ભાવના હોય તો મહાસભામાં જોડાઈ જાઓ ને રાષ્ટ્રીય કાર્ય આગળ ચલાવો. ટોળાબંધ જમા થવામાં તમે ફાયદો નથી કરી શકવાના. માર્શલ લૉનું આપણે કારણ ન આપવું, પછી ભલે સરકાર વગર કારણે માર્શલ લૉ જાહેર કરે. પણ આપણે તો એવું કારણ જ ન આપવું. છતાં માર્શલ લૉ થાય તો પણ એક પગલું હવે પાછળ નથી ભરવાના, પણ આગળ જ ચાલવાના છીએ. જેલના દરવાજા તુટે અને આપણા ભાઈઓ અને બહેનો જેલની બહાર આવે અને સરકારને ખબર પડે કે હિંદુસ્તાન હિંદીઓ માટે છે, પરદેશીઓને માટે નથી અને જેલમાં પડેલો એ મહાપુરુષ બહાર આવે ત્યારે જ સુલેહની વાતો કરવાની છે, હમણાં નહિ. હમણાં તો બીજું કંઇ જ નહિ પણ રાષ્ટ્રીય કાર્ય જ કરવાનું છે અને વેપાર રોજગાર બીજું બધું કાંઇ જ નહિ પણ દેશ અને રાષ્ટ્રીય કાર્ય જ તમારા બધાનાં દીલમાં હોવાં જોઇએ.

## રાઉંડ ટેબલ કોન્ફરન્સ

જ્યાં સુધી જગતનો મહાન પુરુષ જેલમાં પડેલો છે ત્યાં સુધી આગબોટમાં બેસીને રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં ભાગ લેવા વિલાયત જાય એવો તો એક પણ હિંદુસ્તાની હોઈ શકે જ નહિ. છતાં જે માણસ વિલાયત જઈ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં ભાગ લેવા માગતા હોય એમને હું પૂછું છું કે જે માણસ પોતાના ઘરનો તો પ્રતિનિધિ રહી શકયો નથી, તેને દેશના અને લોકોના પ્રતિનિધિ બનીને વિલાયત જઈને વાતો કરવાની શી જરૂર છે? આટલું કહેવા છતાં જે કોઈ જશે એ ગધેડે ચઢીને ઘેર આવશે, એની પણ ખાત્રી રાખજો. કારણ કે અંગ્રેજો એવા ચબરાક છે કે એની પાસે દલીલોથી જીતી શકાય એમ નથી. અંગ્રેજ તો એક જ માણસને બરાબર ઓળખે છે અને તે જેલમાં પડેલો મહાપુરુષ છે. તેને અંગ્રેજો સમજાવી શકે એમ નથી, કારણ કે એ મહાપુરુષ અંગ્રેજને બરાબર ઓળખી ગયો છે અને તેની સાથે અંગ્રેજને ભાંજગડ કરવાની હોય ત્યારે એની ( મહાત્માજીની ) આગળ પોતાનું ધાર્યું પાર ઉતારી શકે એમ નથી. સુલેહની વાત કરનારાઓને કહેવાનું, કે યરાડાની જેલમાં જાઓ અને જેલમાં પડેલા અમારા મહાપુરુષની સાથે વાતો કરો. અમે તો એ મહાપુરુષ જે કાર્ય કરવાનું કહી ગયા છે એ જ કાર્ય આગળ ચલાવવાના છીએ. હું તો ચોખ્ખું કહીશ, કે ભલેને હાલની લડત વર્ષો સુધી ચાલે, તો પણ હું તો હાલનું કાર્ય ચાલુ જ રાખીશ અને જરા પણ ડર્યા વગર અમારું કાર્ય એવી રીતે કરીશું, કે જેથી જતે દહાડે એ જ અંગ્રેજને આપણી સાથે દોસ્તી કરવા આવવાનું મન થાય. અને જ્યારે તેઓ આપણું મક્કમપણું જોશે એટલે એ પોતાની મેળે નમતો આવશે. આપણને ભલે ગમે એટલું સહન કરવું પડે, પણ તે સહન કરવા તૈયાર છીએ. જુઓ, આપણી

સહનશકિતથી આપણા પક્ષમાં પંડિત માલવિયાજી અને ડૉ૦ એની બેઝંટ પણ આવ્યાં છે અને તેજ પ્રમાણે આપણી મહાસભાની સેવામાં બીજાઓ જેઓ હજી સુધી નહિ આવ્યા હોય તેઓ પણ આવશે.

મારા મુસલમાન ભાઈઓને હું કહીશ, કે અંગ્રેજ રાજ્ય કરતાં અમે મુસલમાનોનું રાજ્ય પસંદ કરીશું, પણ અંગ્રેજનું રાજ્ય અમે પસંદ કરીશું નહિ. ભાઇઓ અને બહેનો ! ત્રીજાનું રાજ્ય આપણી વચ્ચમાં હવે ન જોઇએ. આપણને આપણું જ રાજ્ય હોવું જોઇએ કે જેથી ત્રીજો કોઈ આપણને લડાવી મારી શકે નહિ. હવે મારે જે કહેવાનું હતું તે કહી દીધું છે એટલે હવે વિશેષ નહિ કહેતાં છેવટે એટલું જ કહીશ, કે તમારી સમક્ષ જે રાષ્ટ્રીય કાર્ય પડેલું છે તે જોશભેર આગળ ચલાવજો.

# ભાષણ ૯ મું

## પારસીઓને

[ મુંબઈના જાહેર જીવનમાં અને વેપારી જીવનમાં પારસીઓનો ઘણો જ મોટો હિસ્સો છે. આ ચાલુ લડતમાં પણ તેઓ ખૂબ ઉત્સાહભર્યો ભાગ લે છે. સરદાર મુંબઈમાં હોય ત્યારે તેમનો લાભ લેવાનો તેઓ શેના જ ચૂકે ? એટલે તા. ૫-૭-૩૦ ના રોજ સર કાવસજી જહાંગીરજી પબ્લીક હૉલમાં પારસી રાષ્ટ્રીય સભા તરફથી તેમને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. હિંદના દાદા દાદાભાઈનાં પોત્રી પેરીન બહેન, જે સરકારનાં મહેમાન બન્યાં હતાં તેમને અભિનંદન પણ તે જ દિવસે આપવાનું હતું. તે પ્રસંગે પારસી ભાઈબહેનોને આ લડતનું રહસ્ય સમજાવતું સરદારે આપેલું ભાષણ.]

સદ્‌ગૃહસ્થો અને બાનુઓ,

હું તો ગામડાનો એક રખડતો અભણ ખેડૂત છું. એટલે મુંબઈના આવા નૂરવાળા શહેરીઓ આગળ બોલતાં હું ધ્રૂજું છું. મુંબઈના નૂરનો મને હજી એવો પરિચય નથી થયો કે તમારી આગળ જે જે મારા મનમાં છે તે બધું હું બોલી શકું; તો પણ મારા દુ:ખનો ઉભરો કાંઈક અંશે હું તમારી આગળ કાઢીશ.

હું કોઈને પણ દુ:ખ દેવા આવ્યો નથી પણ મારું જ દુ:ખ રડવા આવ્યો છું. હું જ્યારે જેલમાં હતો ત્યારે મને રોજના ફક્ત ત્રણ પૈસા અને એક પાઈનો ખોરાક આપવામાં આવતો હતો: એક જાડો રોટલો અને થોડીક ભાજી. આ ભાજી પણ એવી કે વૉમિટ થાય. અમે ભાજી તો ફેંકી દેતા હતા. રોટલા પર ચોપડી ખાવા થોડુંક મીઠું માગ્યું તે પણ અમોને જેલના સુપરિન્ટેન્ડન્ટે આપ્યું નહિ. એક વાર બીજા મોટા અમલદારો જેલની મુલાકાતે આવ્યા અને તેઓમાંના એકે મને પૂછ્યું: "તમોને અહીં કેમ છે ?" મેં કહ્યું: "ઇંદ્રના ભુવન જેવું સુખ મને અહીં મળે છે!" પછી જ્યારે આગ્રહ કર્યો ત્યારે મેં ખરી વાત કહી. પણ તે અમલદારે તે વાત માનવાને ના પાડી! મેં કહ્યું કે સુપરિન્ટેન્ડન્ડને પૂછીને ખાત્રી કરી લો. સુપરિન્ટેન્ડન્ટે પણ તે અમલદારને એમજ કહ્યું, કે જેલના કાયદા મુજબ વધારે કાંઈ પણ આપી શકાય નહિ. પણ તે અમલદારે બાથ ભીડી ને છેવટે નીમક આપવાનો હુકમ કરાવ્યો. જેલનો કારભાર આ રીતે ચાલે છે!

હવે હું તમોને કહીશ, કે પેરીનબહેન જેવી બહેન જેલમાં હોય તેટલો વખત તમારે તો ધૂળ ખાવા બરાબર છે. પણ તે છતાં મને પેરીનબહેન સાથે ગ્રાંટરોડના સ્ટેશન પર મેળાપ થયો એ મારે મનથી ભારે ખુશાલીની વાત હતી. એ પેરીનબહેને મને વલસાડ સુધી મળવા માટેનો સંદેશ મોકલ્યો હતો.

## પારસીઓની મગજશક્તિ

પારસીઓ મુંબઈનું મગજ છે. અને જેવી મગજશક્તિ પારસી

કોમ ધરાવે છે તેવી મગજશક્તિ બીજા કોઈપણ ધરાવતા નથી, એવો મારો મત છે. હું આજે અહીં આટલા બધા પારસીઓને મળવાથી ઘણો જ ખુશી થયો છું. સ્વતંત્રતાનો માર્ગ તો તમોએ જ દેખાડયો છે. દાદાભાઈ નવરોજજીએ તો આખા હિંદને દોરવ્યું છે અને પેરીન બહેને જે કામ કરી દેખાડયું છે તેવું કામ તો આખા હિંદુસ્તાનમાં કોઈ આગેવાને કર્યું નથી. અને આવી એક બાઇને કેદમાં પૂરવી એ કોઈપણ રીતે પસંદ કરવા જેવું છે જ નહિ.

હજી આપણે વેપાર કરવો છે! અલબત, વેપાર તો કરવો છે પણ તે કેવી જાતનો કરવો છે?—ઇજ્જતનો. ઘણા વેપારીઓ સાથે મને મુલાકાત થઇ છે અને તેઓ કહે છે કે અમારા વેપારને મોટું નુકસાન આવે છે, પણ સન્નારીઓ અને સજ્જનો, આપણે વેપાર નફાનો નથી કરવાનો, પણ ઇજ્જતનો કરવનો છે. હાલની પરતંત્ર દશામાં રહીને, ગુલામગીરીની બેડીના બંધમાં રહીને આપણે વેપાર કરવો નથી. એને તો પોતાના વેપારની પડી છે, આપણા વેપારની નથી પડી! મુંબઈ મોટું બંદર છે ખરું, પણ વર્ષો થયાં તો તેને એક મોટો ખાડો બનાવવામાં આવ્યો છે, જ્યાંથી હિંદનું ધન વિલાયત ઘસડાઈ જાય છે. પણ હિંદુસ્તાનના પારસીઓ એવા છે કે તેઓ જો ચાહે તો આ ધન જતું અટકાવી શકે અને ન્યુયૉર્કના ધનાઢયોને પણ ટક્કર મારી શકે.

એમ કહે છે, કે આપણે રાજ્ય ચલાવવાને લાયક નથી! પણ હું કહું છું, કે જ્યાં પરદેશીઓ વસતા હોય ત્યાં આપણાથી રાજ્ય થઈ શકે જ નહિ. વળી કેટલાકો જરાક જરાકમાં બોલ્શેવિઝમના બાહુની બીક દેખાડયા કરે છે. પણ હું એટલું જ કહીશ, કે હિંદ જો સ્વતંત્ર બનવાને તૈયાર હોય અને સ્વતંત્ર બને તો એવા બોલ્શેવિઝમને હું મારા ખીસ્સામાં રાખી ફરું.

## ખુરશેદબહેનનું કામ–શરાબખાનાં નાબૂદ કર્યાં

પેરીનબહેન ઉપરાંત ખુરશેદબહેને જે કામ કર્યું છે તે ખરેખર આફ્રીન પોકારવા જોગ છે. એ બહેને શું કર્યું છે? એ બહેને અમદાવાદ શહેર જ નહિ પણ ખુદ આખા અમદાવાદ જિલ્લામાંથી સઘળાં શરાબખાનાં નાબૂદ કર્યાં છે. સઘળાં શરાબખાનાં પર એ બહેને પિકેટરો મૂકી દીધા છે. અને તે પણ વળી કેવાં શરાબખાનાં પર, કે જ્યાં હિંદુ અને મુસલમાનો વચ્ચે ચાલુ ઝગડા અને મારામારી થતી હોય તેવાં શરાબખાનાં પર! એ બહેન એટલી તો હિંમત અને કળા ધરાવે છે, કે તેઓએ હિંદુ મુસલમાનના ઝઘડાઓ શરાબખાનાંમાં જઈને પતાવ્યાં છે અને બંનેના દિલોમાં પ્રવેશ કરીને આજે અમદાવાદ જિલ્લામાં એવી સ્થિતિ કરી નાખી છે, કે શરાબખાનાં નાબૂદ થઈ ગયાં છે. વળી એમણે ગરીબમાં ગરીબ ખેડૂતો સાથે રહીને ભારે કષ્ટ ખમ્યાં છે. તમે ભલે ઝેવીઅર કૉલેજમાં ભણતા હો, પણ હું તો ખુરશેદબહેનના હાથ નીચે ભણવાને જ તૈયાર છું.

એ પેરીનબહેન અને ખુરશેદબહેન એવી બહેનો છે કે તેમને માટે હું મારો જાન આપવા તૈયાર છું, કે જેથી મને પેલી દુનિયામાં મોક્ષ મળે. આવી બાઈઓમાંની પેરીનબહેનને જેલમાં પૂરવામાં આવે તો તમોને કેવું લાગે? જ્યાં સુધી દેવીઓ જેવી બહેનો જેલમાં રહે ત્યાં સુધી આપણે રોટલો ખાઈએ એવું હું જોવા માગતોજ નથી. હું પેરીનબહેનના ઘણા પરિચયમાં આવ્યો છું અને હું તે બહેનને હિંદનું નૂર ગણું છું.

## હસતાં હસતાં પ્રાણ છોડો

ગમે તેવી આપત્તિઓ વચ્ચે પણ આપણે તો હસતાં હસતાં કેમ પ્રાણ છોડવો તે જ શીખવાનું છે. કેદખાનામાં ગમે તેવી સખ્તાઈ

ગુજરી, પણ તેની મેં દરકાર કરી નહિ; કારણ કે હું તો સમજતો હતો કે આ તો મને દબડાવવાની અને બીવડાવવાની વાત છે, પણ હું કાંઇ બ્હી ગયો નથી. તે જ મુજબ તમોને મ ર પડે, ગમે તે થાય તોપણ તમારે આ અહિંસક ધર્મ છોડવો નહિ. આપણા હિંદની ઇજ્જત લૂંટાય ને આપણે બેસી રહીએ એ આપણને શોભે નહિ.

તેટલા માટે તમોએ બે બહેનો માટે ઠરાવ કર્યો તેથી કાંઈ સાર્થક થયું નહિ; પણ તમો બધા વગવાળા અને મોટા મોટા પારસીઓ એકસંપ થઈ જાઓ અને તમારી લાગવગ ચલાવી પેરીનબહેનને તુરત જ છોડી દેવાની સરકારને અરજ કરો. તમો બધા પારસીઓ જો મન પર લો તો સરકારની મગદૂર નથી કે પેરીન બહેનને એક પળભર પણ જેલમાં રાખી શકે.

## વિચારમાં પડેલી સરકાર

આપણી લડતથી સરકાર પણ વિચારમાં પડી છે અને તે હવે આપણી આ અહિંસાત્મક લડત સામે કેવી લડત ચલાવવી તે સમજી નથી શકતી; અને હું હજુ પણ સઘળાઓને કહીશ, કે સરકારને નમાવવાનો રસ્તો અહિંસાનો જ છે.

સ્વતંત્રતાનો પહેલો લેખ તો મહર્ષિ દાદાભાઇ નવરોજજીએ લખ્યો; અને તેમની પૌત્રીએ જે કરી દેખાડયું છે તેવું કોઇથી પણ બની શકે તેમ નથી. તેટલા જ માટે મને ઉમેદ છે, કે પારસીઓ જેઓ આ લડતમાં જોડાયા છે તેઓ તેને કદી પણ પાછી હઠાવશે નહિ.

## રાઉંડ ટેબલ કોન્ફરન્સ

હવે હું તમોને એક ગંભીર વાત કહીશ. રાઉંડ ટેબલ કોન્ફર-ન્સમાં હિંદના પ્રતિનિધિઓને મોકલવાની વાતો કરવામાં આવે છે,

પણ હું કહું છું, કે મહાત્મા ગાંધી વગર જેઓ રાઉંડ ટેબલ કોન્ફરન્સમાં જશે તેઓ મૂર્ખાઓના સરદારો જ ગણાશે. અને વળી હું અને બીજાઓ પણ જેલમાં ગયેલા હોઇશું તો પણ અમે એવી સ્થિતિ ઊભી કરીશું કે કોઇથી પણ કોન્ફરન્સમાં જઇ શકાય જ નહિ. દેશના નેતાઓ, સન્નારીઓ અને છેલ્લે મહાત્માજી જેલમાં પડેલા રહે અને વિલાયતમાં રાઉંડ ટેબલ કોન્ફરન્સ ભરવામાં આવે એ બનવાજોગ છે જ નહિ.

લીબરલોએ પણ હવે સમજવું જોઇએ અને જાહેર કરી દેવું જોઇએ, કે અમારે રાઉંડ ટેબલ કોન્ફરન્સમાં નથી જવું. આ કોન્ફરન્સમાં બધા મળીને ૬૦ મોકલવાના છે અને તેમાં ૧૨ તો રાજાઓ છે જેઓ તદ્દન નામના છે. હિંદને જો ડુમિનિયન સ્ટેટસનો દરજ્જો આપવો જ હોય તો પછી બધાઓને વિલાયત સુધી મોકલવાની શી જરૂર !

બાનુઓ અને ગૃહસ્થો, તમારે તમારી માલમિલકત બાબત જરાકે ફિકર રાખવી નહિ. તેનું જોખમ અમારે માથે છે અને તે માટે અમે અમારો જાન આપીશું. તમોએ જે રીતનો અસાધારણ ઉત્સાહ દેખાડયો છે તે પરથી મારી ખાત્રી થઈ છે કે તમો કદી પણ આ ચળવળથી પાછા હઠશો નહિ.

અંગ્રેજો બહાદુર છે અને તેથી જ તેઓ બહાદુરોની કદર કરશે અને ખુશામતિયાઓને જરાપણ દાદ આપશે નહિ એની ખાત્રી રાખજો.

જે કોમમાં દાદભાઈ નવરોજજી જેવા મહાઋષિ પેદા થાય અને જે કોમમાં તેવા નરની પૌત્રીઓ આવું સરસ કામ કરી રહી હોય તે કોમ શું નહિ કરી શકે ? એટલે મારી તમને છેવટની અરજ છે કે દાદાભાઇ નવરોજજીનો મહામંત્ર સફળ કરો.

## ભાષણ ૧૦ મું

### જીવનલાલ દિવાન પકડાતાં

[ મુંબઈ ચાર-પાંચ દિવસ રહી આવ્યા અને સરદારે શ્વાસ પણ ન ખાધો ત્યાં તો સમાચાર મળ્યા, કે અમદાવાદના સરમુખત્યાર અને ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી. જીવનલાલ દિવાન પકડાયા. ઘણા દિવસથી તેમના પકડાવાની અફવા હતી. તેમની ધરપકડ થયા પછી તેમને અભિનંદન આપવા કૉન્ગ્રેસ ગ્રાઉન્ડ ઉપર જાહેરસભા મળી હતી તે પ્રસંગે આપેલું ભાષણ. ]

**ભાઈઓ અને બહેનો,**

હું જેલમાંથી બહાર નીકળ્યો તે પછી એક પણ દિવસ એવો નથી મેળવી શકયો કે સભામાં જવાનું નહોય. મુંબઈમાં ચાર દિવસ રહ્યો ત્યાં રોજ ચાર-પાંચ સભાઓમાં જવાનું હોય જ. મારો એ દિવસ બોલવાનો વિચાર ન હતો પણ આજે સભા રાખવી કે કેમ તે માટે મને પૂછવા આવ્યા ત્યારે મેં કહ્યું કે તમારો રિવાજ હોય તેમ કરો, છૂટો છું ત્યાં સુધી તમારો ચાકર છું. જીવણલાલભાઈને પકડયા તેમાં આપણી દૃષ્ટિએ નુકસાન કે ફાયદો કાંઈ નથી. તેમની દૃષ્ટિએ તેઓ દુઃખમાંથી છૂટયા, તે ખૂબ અકળાઈ ગયા હતા. હું છૂટીને આવ્યો ત્યારે તેમણે ખૂબ વરાળો કાઢેલી. તે ઉપરથી હું સમજ્યો હતો કે તેમને આરામની જરૂર છે.

હું ઈચ્છતો, કે મારા જતાં પહેલાં તે જાય તો ઠીક, એટલે શું મુબારકબાદી આપું ? તેમના કુટુંબને પણ શી મુબારકબાદી આપું ? તેમનું કુટુંબ એ મારું કુટુંબ છે. જીવણલાલ અને

બલુભાઈ તો મારા ભાઇઓ છે. જેલમાં બધા મને 'મોટા ભાઇ' કહેતા હતા, હું અબ્બાસજીને મોટાભાઇ કહેતો હતો ! જીવણલાલને મોટા કુટુંબમાં જવા મળ્યું તે જાણી ખૂબ રાજી થયો; ખૂબ મહેનત પછી તેમને આરામ મળવો જોઇએ. મેં આરામ લઇ લીધો છે એટલે જ મારે હવે આરામ છોડવો જોઇએ. મુંબઇ ગયો ત્યારે બધા સ્ટેશને મારે જાગવું પડેલું.

## ગીરફતાર થવાની સૂચના

હું વલસાડ નજીક પહોંચ્યો ત્યારે મને ચિઠ્ઠી મળી તેમાં જણાવ્યું હતું કે મને પકડવામાં આવનાર છે. ચિઠ્ઠી લઇ આવનારને મેં પાટિયા પર સુવાડયો ને કહ્યું, કે હું તો તૈયાર છું, પણ પકડવા આવનારને તૈયારી કરવાની હશે. હું વલસાડ પહોંચ્યો ત્યારે મને એક બહેન મળી. એણે કહ્યું કે તમે અહીં આવશો એમ હું ધારતી ન હતી. મેં કહ્યું કે મને ચિંતા હતી કે તમે મને મળશો કે કેમ ! અમે એક દિવસ ભેગાં રહ્યાં અને બીજા દિવસે એને ઉપાડી—મહર્ષિ દાદાભાઇની પૌત્રીને સરકારે જેલમાં પૂરી. સરકાર પાસે તોપ છે, બંદૂક છે, પણ તેને લાગ્યું કે ખુરશેદબહેનની એ બહેન મારું રાજ ઉથલાવશે એટલે એને પકડી. આજ તો ખાસ બજારના પાઠા પર ધરપકડ કરી છે, પહેલાં તો કેમ્પમાં પકડતા.

## અમલદારો વચ્ચે ઝઘડો

આખરે અમદાવાદના અમલદારો પર ધંધુકાના અમલદારોએ ફતેહ મેળવી. જીવણલાલ ધંધુકા ગયા ત્યારે તેમને પકડવા સિપાઈ આવેલો, તે વખતે દિવાને કહેલું કે તારો વેશ પહેરીને આવ. પેલો લુગડાં પહેરવા ગયો ને ટ્રેન ઉપડતી હોવાથી દિવાન અમદાવાદ આવ્યા. મારા જાણવામાં આવ્યું છે, કે પછી અમદાવાદના અને

ધંધુકાના અમલદારો લડયા તેમાં ધંધુકા જીત્યું. હવે આપણે અને ધંધુકાએ હરિફાઇ કરવાની છે. કોણ વધારે જેલમાં મોકલે છે? સરકારને જેટલા માણસો જોઇએ તેટલા મળે તેમ છે. મારા પર એક ચિઠ્ઠી લખે કે લાખ માણસો મોકલો, તો હું તેને ઘેર મોકલી આપું. પણ અહીંના અમલદારો સભ્યતાવાળા હશે, પણ સરકાર ગાંડી છે, એટલે ગાંડાં કઢાવે તેમ તેમને કાઢવાં પડે છે. તેમની ભલમનસાઇ માટે તેમને મુબારકબાદી આપીએ તો તેમને ત્યાંથી પણ થપ્પા પડે. નાદાનની નોકરી પણ ભૂરી; તેથી તો અમદાવાદના અમલદારો હારી ગયા. આપણે જેલનો ભય તો કાઢી નાંખ્યો છે. સરકારના મનમાં એક જ વસ્તુ છે, કે આગેવાનોને પકડવા. પણ તેમને પૂરવાથી ફાયદો શું? સરકાર ભીખારી છે, તેની પાસે ખવડાવવાનું પણ નથી. હું જેલમાં હતો ત્યારે ગમે તેવું અન્ન મળે પણ ચર્ચા ન કરું, ઇચ્છામાં આવે તો ખાઉં, નહિ તો રહેવા દઉં; પણ મારા સાથીઓને ભાજી ન ભાવે તેમણે મીઠાની માગણી કરી. મેં સુપરિન્ટેન્ડન્ટને વાત કરી. તેણે કહ્યું, કે જેલ મેન્યુઅલમાં મીઠું આપવાનો કાયદો નથી, જે હોય તે ખાઓ. મેં કહ્યું, કે અમારા ત્રણ રોટલા બચે છે તેના બદલે આપો. ભાજી ન આપો ને મીઠું આપો, તોપણ તેણે ના પાડી.

## આબરૂ પ્રમાણે ચાકરી કરે ને!

એવામાં જેલ કમિટિનો સાહેબ મને મળવા આવ્યો. તેણે કહ્યું, કે તમારી તબિયત તો સારી છે ને? ખોરાકની ચર્ચા કરી. પછી મેં કહ્યું કે તેમાં ન ઊતરવું તે જ સારું છે, તમારી આબરૂ પ્રમાણે ખોરાક મળે છે. મારા સાથીઓ તો કહેતા હતા, કે અમે તો મહેમાન થઇને જઇએ છીએ, પણ આબરૂ પ્રમાણે ચાકરી કરે ને! રોટલાને બદલે મીઠું પણ આપવાની ના પાડી. કેટલીક તપાસને અંતે મીઠું આપવામાં આવ્યું. સરકાર કેવા પ્રકારની છે તે શોધી

કાઢવામાં અમને રસ પડતો હતો. તે શરીરને દુઃખ દઇ શકે; પણ આ શરીરમાં કેટલી શક્તિ છે તે તમો જાણો છો. આપણે એવી જેલમાં રહ્યા છીએ કે તેની આગળ આ જેલ તો શું? નવ માસ માતાના પેટમાં રહ્યા ત્યાં અનેક કષ્ટો સહન કર્યાં છે. જેલમાં તો સુંદર હવા છે, પાણી છે. ત્યાં શું કષ્ટ પડવાનું હતું? કષ્ટ તો જેનો આત્મા, જેનું મન નબળું છે તેને દઇ શકે. જેઓ દેશને માટે માથું આપવા બેઠા છે, "શિર જાવે તો જાવે પર આઝાદી ઘર આવે"નો મંત્ર ભણતા બેઠા છે, તેમને સરકારના રોટલા શું દુઃખ આપવાના હતા? આજે તો જેલમાં નવા સુપરિન્ટેન્ડન્ટ છે, તેઓ દરકાર રાખે છે અને દોઢ આનામાં આપી શકાય તેટલું આપવાનો પ્રયત્ન કરે છે.

## જેલ વિષે છપાતી વિગતો

જેલમાં જે બનાવ બને છે તેના સંબંધમાં કેટલાક લોકો ખોટી ખોટી વાતો છપાવે છે. 'સંદેશ'માં આજે છપાયું છે કે ૧૫૦ કેદીઓને લઈ જવાના છે. એ વાત સાચી હોય તો પણ છાપાંમાં ન ચઢાવવી જોઇએ; એથી તેઓ રાજદ્વારી કેદીઓ ઉપર વહેમાય છે. સાચી નીકળે તો કારકૂન કે સિપાઇને નોકરી છોડવી પડે. એક વખતે મારી દીકરી મને મળવા આવી. સુપરિન્ટેન્ડન્ટે ના પાડી. છાપામાં એવું છપાયું કે જેલર સારો હતો કે પાંચ મિનિટ મળવા દીધી. તે પછી સરકારે જેલરને પૂછ્યું કે આ શું? જેલરે મને પૂછ્યું. મેં કહ્યું કે તું જાણે, મને શું પૂછે છે? નહિ તો જેલ મને સોંપી દે. પછી સુપરિન્ટેન્ડન્ટ જેલર પર ત્રાસ વર્તાવે. તમે જેલની વાત છપાવો છો તે મને ઠીક નથી લાગતું.

## ગેરકાયદે મંડળ

જેલમાં મને ઘણીવાર કહે, કે સારી વસ્તુઓ માટે સરકારમાં

અરજી કરો. પણ મેં કહ્યું કે મને ઉમેદ પણ નહોતી કે સરકાર સભ્યતાથી વર્તશે. શરૂઆતના ૭ દિવસ તો મને એકલો રાખવામાં આવ્યો, કોઇનું મોં પણ જોવા ન મળે. એ સુખ તો જિંદગીમાં મેં ભોગવ્યું જ નથી. પણ બહાર નીકળ્યા પછી મેં ફરિયાદ નથી કરી. દિવાનને મેં કહ્યું, કે તમારો ઊંઘવાનો વખત થયો છે, જાવ ઊંઘો. તેની જગ્યા માટે ૫–૭ જણા વચ્ચે હરીફાઇ થાય છે. હું બે દિવસમાં નિમણુંક કરીશ. તેને પણ કહીશ, કે તું જ્યારે થાકે ત્યારે તારું સ્થાન ત્યાં છે. હવે મને લાગે છે, કે અહીં ગરમાગરમી ઠીક ચાલશે. સરકારને લાગેલું કે મહાસમિતિને ગેરકાયદે ઠરાવીએ તો ચળવળ પડી ભાગે. હું મુંબઇ કહેતો આવ્યું છે, કે જે દિવસ કોંગ્રેસ કમિટિઓને ગેરકાયદે ઠરાવે તે દિવસ તમે પાટિયાં મારજો, કે અહીં ગેરકાયદે મંડળ છે. ગેરકાયદાનાં કામ કરવાનો તો અત્યારે આપણો ધર્મ છે, બાકી હિંસા ન કરીએ તે જોવાનું છે. તમે એમ ન માનશો, કે હવે પંદર દિવસ કે મહિનામાં અંત આવે.

## યરોડાની દિવાલ તૂટે

તેનો અંત તો ત્યારે જ આવે, કે યરોડાની દિવાલ તૂટી પડે. અને તે સંત બહાર આવે. સરકારને ત્યારે જ ખબર પડશે કે આ ગાંડપણુ નથી ને હિસ્ટીરિયા પણ નથી. અહીંની એક ખબર વિલાયતમાં પહોંચવા દેતા નથી. મારી ટપાલ કે તાર મને મળતાં નથી છતાં મને હિંદમાં શું બને છે તેની ખબર પડે છે. ગુજરાતમાં આગેવાનોનો ટોટો નથી. હવે તો નાની છોકરીઓ આગેવાન થશે. અમદાવાદની પોલીસ ધંધુકાની હરીફાઇ કરે તો વહેલો અંત આવે.

## તૈયારીઓ રાખો

જેલ તો હવે ઠીક છે. પણ આગળ શું બતાવે છે તે જોવાનું

છે. મુંબઇ તો હું કહેતો આવ્યો છું, કે 'ટાઇમ્સ' કહેતું હતું કે માર્શલ લૉ થશે; તો માગી લો. જ્યાં સુધી તે ન વપરાયો હોય ત્યાં સુધી તેનો ભય. પણ તેનું અહીં ચાલતું નથી, તે તોફાન કરાવવા માગે છે. તમે હાથ પણ ન ઉપાડો, છતાં નિર્દોષ સ્ત્રીઓ અને બાળકો પર ગોળીઓ છૂટે ત્યારે આ રાજ્યના ભુક્કા થવાના. માણસોની ઢગલાબંધ જરૂર પડવાની છે. તમે તેની તૈયારી રાખજો. વરલીના કેદીઓ મજામાં છે. તેમને માત્ર એક જ કામળો મળે છે તે દુઃખ છે. કહે છે, કે તેમણે માગણી કરી પણ જવાબ મળ્યો કે નથી. તો મેં કહ્યું કે નોટીસ આપીને બહાર નીકળવા માંડો. કહેજો કે કામળો આવશે ત્યારે આવશું. સરકાર વધુ પોલીસને તૈયાર કરે છે, પણ આપણા માટે પોલીસ રાખવી પડે એ શરમ કહેવાય.

વીરમગામમાં આપણો માણસ છે ગોલપ નામનો. આ રાજ્ય આપણા માણસોને પણ બગાડે છે. તેઓ એવી ખુમારી રાખે છે કે અંગ્રેજો મૂર્ખા છે; તે જો અમને રાજ્ય આપે તો હિંદીઓને કેમ સીધા કરવા તે બતાવીએ. ચંડાળનું કામ, નીચ કામ કેવી રીતે કરવું તે તેમને જ આવડે એવો તે ફાંકો રાખે છે. એવા નાદાન અમલદાર હોય ત્યારે જ આ લડતનો પાર આવે. સરકાર ભલે ગરમ થાય, પણ આપણે તો હથોડીનું કામ કરવાનું છે. સરકાર ખૂબ અકળાય ત્યારે આપણે જીતવાના. હું હોઉં કે ન હોઉં તો પણ તમે આટલું ધ્યાનમાં રાખજો. ગમે તેટલો ત્રાસ આપે પણ હસ્યા કરજો. ગુજરાતમાં ડાઘ ન લાગવા દેજો. જીવણલાલ, સ્વામીનારાયણ અને માવલંકર તેમજ મારા આવ્યા પછી જે જે ગયા છે તેમને હું અભિનંદન આપું છું.

# ભાષણ ૧૧ મું

## સરસપુરમાં

[ખેડૂતો અને મજૂરોની વચમાં જ્યારે જ્યારે સરદારશ્રીને બોલવાનું થાય છે ત્યારે ત્યારે તેમનામાં રહેલા અગાધ બળનું અને તેમના આત્મવિશ્વાસનું આપણને ભાન થાય છે. તે પ્રમાણે સરસપુરના લોકો આગળ પોતાની હંમેશની લડાયક શૈલી મુજબ આપેલું ભાષણ.]

**ભાઈઓ અને બહેનો,**

તમે બધા જાણો છો, કે હું થોડા દિવસ પર જ જેલમાંથી બહાર આવ્યો છું. મને ખબર નથી, કે હું ક્યારે પાછો જવાનો છું, પણ જ્યાં સુધી મહાત્માજી, રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ અને આપણા પૂજ્ય આગેવાનો જેલમાં હોય ત્યાં સુધી મારા માટે બહાર રહેવું અશક્ય છે.

મને બહાર ચેન પડતું નથી. હિંદની મુક્તિ માટે પ્રયાસો કરનાર, દુનિયા જેની પૂજા કરે છે તેવો સાધુ પુરુષ જેલમાં હોય ત્યારે બહાર રહેવું એ મરવા સમાન છે. હું આખો વખત બધાની મુલાકાત લઉં છું અને હિસાબ કાઢું છું, કારણ કે હું જ્યારે જેલમાં પાછો જઈશ ત્યારે મને ત્યાં રહેલાઓ પૂછશે, કે ગુજરાતનાં ભાઈબહેનો શું કરે છે? એ મારી પાસે હિસાબ માગવાના છે. હું તમને પૂછું છું, તમને સમજ ન પડે તો મને પૂછો. ગુજરાતમાંથી મહાત્માજીએ આ ધર્મયુદ્ધ જાહેર કર્યું છે અને આખું જગત આપણા પ્રત્યે દૃષ્ટિ રાખી રહ્યું છે. તેઓ જોઈ રહ્યા છે કે શસ્ત્ર વિનાના આ લોકો આટલી બધી રાવણશાહી સામગ્રી ધરાવનાર સરકાર સામે કઈ રીતે ઊભા રહે છે?

આ યુદ્ધમાં આપણો ભાગ કેટલો હોવો જોઇએ તેનો નિર્ણય કરવાનો છે. મહાત્માજી દાંડી જવા નીકળ્યા ત્યારે તેમને વળાવવા અને આશીર્વાદ આપવા આખું શહેર ઊલટયું હતું, સૌ કોઇ ભાઇબહેનોએ તેને આશીર્વાદ આપ્યા હતા એવી મને જેલમાં ખબર આપવામાં આવી હતી. તે વખતે તેણે માનેલું કે આ બધા લોકો પોતે આપેલું કામ કરશે. આજે તમે તેનો જવાબ મને સાચા દિલથી આપજો. તેની માગણી તમારાથી ઝીલાય તેવી છે. તમે પરદેશી કાપડ ન પહેરો, આપણે એ પહેરીને તો ભિખારી થયા છીએ. વરસદિવસે ૬૫ કરોડ રૂપિયા આપણે પરદેશ મોકલીએ છીએ, એ વેપાર માટે તો પરદેશીઓ અહીં રાજ્ય કરે છે ને આપણને ગુલામ બનાવી રાખ્યા છે.

## સાધુઓ માટે જેલ

સરસપુરમાં શરાબ પીવાની સગવડ છે. એવી સગવડ શહેરમાં ઠેકઠેકાણે છે. ત્યાં આપણા મજૂરો પીઠા પર પૈસા ખર્ચે છે ને ગાંડા થાય છે. સરકાર તેમાંથી રાજ ચલાવે છે. મહાત્માજી કહી ગયા છે કે શરાબખાનાં બંધ કરાવવાં. જો રામરાજ્ય જોઇતું હોય તો આ શરાબખાનાંનો તો નાશ જ થવો જોઇએ. પણ તે કઇ રીતે થાય? પીવા જનારા આપણા ભાઇઓને વિનવવા જોઇએ. એ કોણ કરે છે? મજૂર મહાજન એ કામ કરે છે. પિકેટીંગ કરનારા આપણા ભાઇઓ છે, સરકાર એને જેલમાં લઇ જાય છે. હવે તો બીજાં પીઠાંઓ પર પણ પકડે છે. આજે તો અહીંથી પણ પકડયા છે. જે ધર્મ પાળવાનું શીખવાડે તેમને જેલ શા માટે? તો હું કહું છું કે આ રાજ્યમાં સાધુઓને માટે જેલ છે. ધર્મનો નાશ થયો છે તે સ્થાપવા માટે મહાત્માજી જેલમાં તપ કરે છે. પણ તમારામાં મર્દાનગીનો છાંટો સરખો પણ હોય તો સરકાર એક દિવસમાં હારે. જેલમાં તેની પાસે જગ્યા નથી, સાબરમતી જેલમાં પણ તેણે વધારે કેદીઓ રાખ્યા હતા. આ પ્રમાણે પકડે અને તમે મોટી સંખ્યામાં પકડાવ તો સરકાર હારી જાય.

## સરકારના હુકમો સામે થવા આજ્ઞા

સરકારના હુકમો સામે થવા તમને મહાત્માજીએ અને મહાસભાએ આજ્ઞા આપી છે. પીઠાં પર પિકેટીંગ કરતાં પકડાય અને તમે જોયા કરો એ તે કાંઈ કામ છે ? અહીંથી પકડે એ તો સરસપુરની ઇજ્જત પર હાથ નાખ્યો કહેવાય. મુંબઈથી આવેલી એક બાઇ આજે જિલ્લાના ગામે ગામ પીઠા પર પહેરો મૂકીને કામ કરે છે. એ તો મહેલમાં રહેનારી છે. એ બાઈ મારા કરતાં વધારે ભણેલી છે. યુરોપમાં ૭–૮ વરસ રહી આવી છે. તેની મોટી બહેન મુંબઈમાં લડાઇ સમિતિની પ્રમુખ હતી. સરકારે તેને પૂરી દીધી. છતાં ત્યાં જગ્યા ખાલી નથી રહેતી ને અહીં એને પણ પકડવાની વાતો સંભળાય છે. એ અહીં આવીને કામ કરે એથી તમને નામોશી છે. તમને શરમ નથી આવતી ? મૂછો રાખો છોને ? એક બે શા માટે પકડે, આપો ને રોજ પાંચ પચાસ.

## ડર શાનો લાગે છે ?

જાવને જેલમાં, તમને ડર શાનો લાગે છે ? આ તમારી ઝૂંપડીમાં હું એક દિવસ રહું તો મરી જાઉં, એના કરતાં ત્યાં સ્વચ્છ હવા મળશે. તમને શું થાય છે ? ત્યાં હું ન મરી ગયો ! એના ઓર્ડિનન્સમાં બહુમાં બહુ તો છ મહિનાની સજા લખેલી છે. હું ત્યાં ચાર મહિના રહ્યો છું. મને લાગે છે, કે ત્યાં ચાર વરસ રહેવાનું હોય તો વધારે સુખી થાઉં. મારાથી આ જોયું જતું નથી. તમારા દેખતાં જ અહીંથી પિકેટીંગ કરનારને ઉપાડી જાય અને તમે જોયા કરો એ શું ? સરકારને માણસો જોઈતાં હોય તો કહેવું જોઇએ કે લઈ જાવ, જોઇએ તેટલાં. ચાર મહિના પછી કમાઇશું. તમને ડર શાનો ? જાવ જેલમાં. પણ તમે મારામારી ન કરશો; માત્ર પીઠા પર જઇ ઊભા રહો, અને શરાબ પીવા આવે તેને સમજાવો. હું જેલમાંથી બહાર આવ્યો ત્યારે કલેકટર અને પોલિસ સુપરિન્ટે-

૪

ન્ડન્ટ કહેતા હતા, કે તમારા દારૂના પીઠા પરના કામ સામે અમને ફરિયાદ નથી; અને છતાં પણ પિકેટરોને પકડે છે! તો આપણે તેનાં જેલખાનાં ભરી દો કે તેની દિવાલ તૂટી જાય.

## ઘર દીઠ એકેક માણસ કાઢો

એટલે તમે ઘર દીઠ એકેક માણસ કાઢો. મિલોમાં કામ કરો છો તેના કરતાં ત્યાં તમને આરામ મળશે; ગામમાંથી યાદી કરો કે કેટલાં ભાઈબહેનો જેલ જવા તૈયાર છે. જેલમાં તો એવા એવા ફીરસ્તાઓ છે કે જેમનાં દર્શન કરતાં તમે પાવન થાવ. તો તમને શું થાય છે? સરસપુરમાં સરકાર પકડે અને પકડતાં પકડતાં એ થાકી ન જાય તો તમે મર્દ શાના? નામર્દ હોય તે ભલે ઘરમાં રહે. એ છતાં તમે કાંઇ ન કરો તો લાવો બંગડીઓ, પહેરી લ્યો. હું એકેને ઘરમાં નથી રહેવા દેવાનો. હું મજૂર મહાજનને પણ કહેવાનો છું કે તમારા ૫૦ હજાર માણસો છે તેમને બહાર કાઢો. આ મંડળ બાંધી આપનાર જેલમાં હાડકાં પાડતો હોય ત્યારે એ કામમાં નહિ આવે તો એ મંડળને શું કરવું છે? પૂળો મૂકવો છે?

## પાઈ પણ ન આપશો

સરકાર તો ભિખારી છે. હું જેલમાં જતાં પહેલાં ખેડૂતોને કહી ગયો હતો, કે હવે એના કપાળમાં ડામ દેજો, એક પાઇ પણ ન આપજો. અને તમને પણ કહું છું, કે જાન જાય, માલમિલકત જાય, તો પણ એક પાઇ પણ ન આપશો. મહાત્માજીની જય બોલાવતા હતા તે સાચી હોય તો હવે તૈયાર થઇ જાવ. અને મહાજન કે સમિતિમાં જઈને પૂછો કે આ શું? રોજ બે ચાર જણાને પકડે છે શા માટે? અમે તૈયાર છીએ. તેની પાસે છે શું? ભિખારી પાસે ખવરાવવા શું છે? બહેનોને કહું છું, કે તમે અંબાલાલ સારાભાઇની પત્ની કરતાં વો સુંવાળાં નથી ને? એણે મને કહ્યું, કે તમે કહો એ પીઠા પર

જવા હું તૈયાર છું. તમે શેઠ મંગળદાસની પુત્રી કરતાં તો સુંવાળાં નથી ને? એ તૈયાર છે. હું અત્યારે બધાંને પૂછું છું, કે તમે મહાત્માજીને આશીર્વાદ આપવા ગયા હતા કે? અને જે હા પાડે છે તે બધાંની કાનપટ્ટી પકડું છું અને કહું છું, કે તમે હવે જો કામ નહિ કરો તો ઇજ્જત જવાની છે. આપણે આ રાજ્ય બદલવાનું છે. આના બદલે બધાંને સુખેથી રોટલા ખાવા મળે, કોઈ ચોરી ન કરે અને કોઈનો આંખમાં મેલ ન હોય એવું રાજ્ય જોઇએ છીએ. તોપ બંદૂકથી ચાલતું રાજ્ય આપણે નથી જોઇતું. રામરાજ્ય માટે તો તપસ્વી જેલમાં હાડકાં પાડે છે, તેના ત્રણ છોકરા જેલમાં હાડકાં પાડે છે અને છતાં તેની સ્ત્રી સુરત જિલ્લામાં ખૂબ કામ કરે છે. તેની પાછળ આપણે ધંધો કરીએ? આપણે વેળાસર નહિ સમજીએ તો આપણે તેને દગો કર્યો કહેવાશે. આપણે ધાન ખાઇએ છીએ તે ધૂળ ફાકવા બરાબર છે. તમે કામ કર્યું હશે પણ મારે મન એની કાંઈ કિંમત નથી. હું તો મુંબઇને પણ કહેતો આવ્યો છું, કે તમે કોઈ વેપારની વાત ન કરશો. એક છેડેથી મુંબઇ સળગી જાય તો પણ મારું રૂંવાડું ફરકવાનું નથી.

### ઇજ્જત જાય છે ત્યારે વેપાર શું?

જ્યાં ઇજ્જત જાય છે ત્યારે વેપાર કેવો? તમને ત્યાં મહેલમાં રહેવાનું મળશે. આ માંકડ મચ્છરવાળાં ઝૂંપડાં કરતાં એ જેલ શી ખોટી છે? ત્યાં મહેલમાં બંદૂકવાળા બે નોકર તમારું રક્ષણ કરશે, માથું દુઃખે તો ડૉકટર તમારી સારવાર કરશે. અહીં તો તમારી પાસે બે આના હોય તો તે લઇ લઇને દવાનું પાણી ભરી આપે. તમે આ બાબતનો વિચાર કરજો. હું હિસાબ માગવાનો છું. મહાત્માજીની માફક હું મીઠી મીઠી વાતો કરી જવાનો નથી, પણ હિસાબ લેવાનો છું. જો હિસાબ નહિ આપો તો મારું આવવું નકામું છે. ઇશ્વર તમને બળ આપો.

# ભાષણ ૧૨ મું

## શાહપુરમાં

[ તા. ૧૮–૭–૩૦ ને દિવસે શાહપુર લત્તામાં આપેલું ભાષણ ]

**ભાઈઓ અને બહેનો,**

તમે આટલાં બધાં ભાઈબહેનોએ મારું જે સ્વાગત કર્યું છે તેમાટે સૌથી પહેલાં તો હું તમારો આભાર માનું છું. ગયે અઠવાડિયે હું ન આવી શકયો તે માટે તમારી ક્ષમા માગું છું. હું કામમાં ભરાઈ ગયેલો માણસ છું. જેલમાંથી બહાર આવ્યો છું ત્યારથી એક મિનિટની પણ મને ફુરસદ મળી નથી. અત્યારે નહિ જોયેલા તમાશાઓ જોઉં છું અને તેનો અભ્યાસ કરું છું. મારાથી બનતી સેવા પણ કરું છું. આ લડતની શરૂઆતમાં મને પૂરવામાં આવ્યો હતો, એટલે મારામાં કેટલી શક્તિ છે તેનું માપ નીકળી શકયું નથી. તેમજ શું બન્યું હતું તેનો મને પ્રત્યક્ષ અનુભવ પણ નથી; પણ હિંદે ખૂબ કામ કર્યું છે.

### ચેન પડવું ન જોઇએ

વિલાયતમાં એક વખત એક મોટો અંગ્રેજ બોલ્યો હતો કે સરકાર રાજ કરવા માટે નાલાયક છે. ૧૯૨૧ માં ગાંધીને પૂર્યા હતા તેમ જો અત્યારે પૂરે તો હિંદમાં એક કૂતરું પણ ભસ્યું નથી એવી સ્થિતિ થશે. સરકારે ગાંધીજીને જેલમાં પૂર્યા તો છે પણ તેને ચેન પડતું નથી; કારણ કે હવે મારા જેવાઓ તેને ચેન પડવા દેવાના નથી. જ્યાંસુધી હિંદને મુક્તિ ન મળે અને યરોડાની જેલમાંથી આપણે

ગાંધીજીને ન છોડવીએ ત્યાં ધી કોઇને પણ ચેન પડવું ન જોઈએ અને સરકારને પણ ચેન પડવા દેવું ન જોઈએ. એ સંત શા માટે જેલમાં ગયો? કારણ કે તેનાથી આપણાં દુઃખ જોવાતાં નથી. આજે તેના ત્રણ દીકરાઓ જેલમાં છે, દીકરાનો દીકરો પણ જેલમાં છે; છતાં આજે તેની પત્ની મોંમાં દાંત નથી એવી ઘરડી, સુરત જિલ્લામાં કામ કરી રહી છે. તે દારૂડિયાઓને દારૂ છોડવા વીનવે છે. બધાને વિલાયતી કાપડ છોડવા વિનવે છે. એણે આ દુઃખ શા માટે પસંદ કર્યું? કારણ કે હિંદની કંગાલિયત તેનાથી સહન થતી નથી. આપણો ભૂખમરો તેનાથી જોવાતો નથી.

### ધર્મનો નાશ થયો છે

આજે તો વેપારીઓનો સાચો વેપાર નથી ખેડૂતોની ખેતી નથી, બ્રાહ્મણોનો ધર્મ નથી, અને ક્ષત્રિયો પાસે તલવાર નથી. સ્ત્રીઓનું સતીપણું પણ ભાગ્યે જ જોવામાં આવે છે. હિંદમાં ધર્મનો નાશ થયો છે અને માયાનું રાજ્ય થયું છે. આ દુનિયામાં એક યુગ એવો હતો કે દુનિયા ઉપર રાવણ હતો, જેની પાસે આખા જગતને હંફાવે એટલી સામગ્રી હતી. પણ તે રાક્ષસી સામગ્રી હતી. ત્યારે રામજીનો જન્મ થયો હતો. તે વખતે બનેલા બનાવો તમને અત્યારે આ યુગમાં જોવાના મળશે. રાવણે તો એક જ સીતાને અશોકવનમાં પૂર્યા હતાં, આજે તો રાવણને પણ હઠાવે તેટલી માયા અને મોહ આ રાજ્ય પાસે છે. એણે હિંદની માતા સમાન સરોજિનીદેવીને જેલમાં પૂર્યાં છે, હિંદના દાદા ગણાતા દાદાભાઇની પૌત્રીને જેલમાં પૂરી છે. મુંબઈ હાઈકોર્ટના માજી જજ બદરૂદ્દીન તૈયબજીની ૬૫ વરસની દીકરીને જેલમાં પૂરી છે. અમદાવાદની મહાસભાના પ્રમુખ સ્વ. દેશબંધુ દાસની બહેન અને બીજી બહેનોને જેલમાં પૂરી છે. આંધ્રમાં ૪૦ બહેનો જેલમાં છે અને રોજ બહેનોના પકડાયાની ખબરો આવે છે. રાવણે તો એક જ બાઇને જેલમાં પૂરી હતી, જ્યારે અહીં તો સેંકડો બહેનોને જેલમાં પૂરી છે.

## શાંતિથી અનાજ ન ખવાય

આ વખતે આપણો ધર્મ શો? આપણાથી શાંતિથી અનાજ ન ખવાય. આજે તો આપણને ચેન ન પડવું જોઇએ, ઊંઘ ન આવવી જોઇએ. વેપાર કરવાનો આ વખત નથી. ભણેલું કશું કામમાં આવવાનું નથી. આપણે એક જ કામ કરવાનું છે અને તે યરોડામાં જે સાધુ પુરાયો છે તેને છોડાવવાનું છે. ૨૫–૩૦ હજાર માણસો જેલમાં છે તેમને બધાને જેલમાંથી બહાર કાઢવાના છે; એ સાધુએ બતાવેલું કામ કરવાનું છે. બારીક કપડાંથી હિંદ પાયમાલ થયું, ધર્મ ગયો અને દેશ ગયો. એથી પરદેશી રાજ્ય આવ્યું. તમારે મોહ છોડવાનો છે. એ મોહ છોડાવવા માટે એ સાધુ તપ કરે છે. તે જેલમાં પણ રૂ પીંજે છે અને કાંતે છે. તમે બહેનો હજીએ પણ ન સમજો કે તમારે જોઇએ લેટલું કપડું તૈયાર કરવા કાંતવું જોઇએ? એ સાધુને છોડાવવો હોય તો તમારે એટલું તો કરવું જ જોઇએ. તમે એ કરશો ત્યારે એ છૂટવાનો છે. રાવણનો વાંદરાઓએ નાશ કર્યો તેમ આ માયાનો નાશ કરવો હોય તો તમારે કાંતવું જોઇએ. આજે સારાં સારાં કુટુંબની બહેનોને દુકાનો પર પેરો ભરવો પડે છે. શા માટે? આપણે પરદેશી કાપડ પહેરવાના નથી એવો નિશ્ચય કરીએ તો? એ માટે એકંદર પંદર પંદર વર્ષથી એ તપ કરતા સાધુએ તમને કહેવા માંડયું છે. એ તમારી જોડે પ્રેમથી વાતો કરતો પણ તમે ન માન્યું. જ્યારે તમે માનવા માંડયું ત્યારે સરકાર એને ઉપાડી ગઇ. તમે પરદેશી કાપડનો નાશ કરશો ત્યારે એને એક દિવસ પણ જેલમાં નહિ રખાય. દારૂનો તો નાશ થવો જ જોઇએ. દાદાભાઇની એક પૌત્રી જેલમાં જઇને બેઠી છે, જ્યારે બીજી અમદાવાદ જિલ્લાનાં પીઠાંઓ ઉપર પહેરો ભરાવે છે. તે તો બહાદૂર છે. તમે વિદેશી કપડાં છોડી હાથે બનાવેલાં પહેરતાં શીખો. હું ચાર મહિના જેલમાં રહ્યો

તેટલામાં તો ૮-૯ શેર સુતર કાંતી લાવ્યો. તો તમને શું થાય છે? તમે બેસી રહો એ પાપ છે.

## ખોપરીના હાર

બહેનો નવરી બેઠી કુથલીઓ કરે છે. પણ મારે તો સિપાઇઓ જોઇએ છીએ ને તમારું કામ સિપાઇઓ આપવાનું છે. ઇંગ્લાંડમાં જ્યારે લડાઇ ચાલતી ત્યારે ૧૮ વરસની ઉપરનો અને ૫૦ વરસની અંદરનો એક પણ પુરુષ ઘરમાં રહ્યો નહતો. કોઇ ભણેય નહિ. સૌ બંદૂક લઇ બહાર નીકળી પડ્યા. પણ આપણે અહીં બંદૂક લેવાની નથી, પણ જેને માથાં ફોડાવવાં હોય, ગોળીઓ ખાવી હોય તેનું કામ છે. તેને બોલાવે ત્યાં જવું જોઇએ અને માથાં ફોડાવી સરકારને જોઇએ તેટલા ખોપરીના હાર પહેરાવવા જોઇએ, ગોળીઓ ખાઇ તેને જેટલા ભોગ લેવા હોય તેટલા આપવા જોઇએ. 'अहिंसा परमो धर्मः' નો ખરો સમય તો અત્યારે છે. મારે તો મરણિયા જોઇએ છીએ. તે માટે તમે જેટલા જુવાનો હોય તે બધાને કાઢો. જેલમાં મારી સાથે ૭૫ વરસનો બુઢ્ઢો પણ હતો. તેને જેલની બહાર ગમતું નથી. એ કહે છે કે મહાત્માજી યરોડામાં છે ત્યાં સુધી જેલમાંથી બહાર ન અવાય. એવાં ઘરડાઓ જેલમાં જતા હોય, બહેનો જેલ જતી હોય તો જુવાનોને ડર શાનો? જે જેલથી ડરતા હોય તેવા જુવાનોને ઘરમાંથી ધક્કા મારી બહાર કાઢો, તેમને ખાવા ન આપશો. તમને બહેનોને કહું છું, કે નામર્દના નામની ચૂડી ન પહેરશો, એથી ગુલામીની ઓલાદ પેદા થશે.

## બહાદૂરની માતા થવું હોય તો

જો તમારે બહાદૂરની માતા થવું હોય તો ઘરના જુવાનોને બહાર કાઢજો. જે જેલથી ડરતા હોય તેને કહેજો, કે મરણ કોઇને છોડવાનું નથી. તિજોરીમાં પેસશો તો પણ તમને તે પકડશે.

તો પછી તેનાથી ભાગવું શા માટે ? તમે શાહપુરના દરવાજે જોતા હશો કે 'રામ બોલો ભાઇ રામ' કરતાં રોજ કેટલાં મડદાંઓ જાય છે ? અને પોળોમાં રોજ કેટલા નવા જન્મે છે ? આ દેહની માયા ખોટી છે. તેનો મોહ શાનો રાખવાનો હોય ? જે મર્દ નામ ધારણ કરે છે એવા એકને પણ ઘરમાં ન રહેવા દેશો. ઘરમાં રોટલા હશે તે ખાજો, પૈસા ભેગા કરવાનો આ વખત નથી. છોકરાઓને ચોપડીઓ લઇ ભણવા જવાનો આ વખત નથી. દેશમાં રાડ પડે અને પેટનું પાણી ન હાલે એ શું ? ખેડૂતોને પણ હું કહું છું, કે આ ખેતી કરવાનો વખત નથી. મુંબઇના ગવર્નર કહે છે, કે વેપાર રોજગાર તંગ થયા છે અને એનું કારણ આ લડાઇ છે. પણ લડાઇનું કારણ તો એ છે, કે વેપારીઓનો સાચો વેપાર નથી, ખેડૂતોની સાચી ખેતી પણ નથી અને મજૂરોને મજૂરી પણ નથી. એનું પાપ આ રાજ્યને શિર છે. આ રાજ્ય છે ત્યાં સુધી એ સુધરવાનું નથી, માટે તેને ઉથલાવવું જોઇએ. ગવર્નર પણ કબૂલ તો કરે છે, કે આ રાજ્ય બદલવું જોઇએ. પણ તે પ્રપંચી છે. એની જાળમાં આપણા ભાઇઓ ફસાય છે.

## સમાધાની થવાની નથી

અત્યારે કેટલાક સમાધાની કરાવવા માગે છે. તેમને જેલમાં પડેલાઓને છોડાવવા છે. પણ જેલમાં પડેલાઓ તો હિંદ મુક્ત થાય ત્યારે છૂટવા માગે છે. સમાધાની કરાવવા માટે કોઇને જેલમાં જવાની જરૂર નથી. યરોડાની જેલની ચાવી સરકાર પાસે છે. જ્યારે તે સમજશે, કે આ લોકો બહાદૂર છે ત્યારે તે બારણાં ઉઘાડશે, ભાંજગડિયાઓની કશી જરૂર નથી. આ વખતે એ લોકો દેશનો દ્રોહ કરે છે. કોઇપણ રીતે સમાધાન થવાનું નથી અને સમાધાન થાય એ હું ઇચ્છતો પણ નથી. હું એક પણ અંગ્રેજને જોતો નથી, કે જેના દિલનો પલટો થયો હોય, અને હિંદને સ્વતંત્રતા આપવી જોઇએ એમ માનતો

હોય. જે લોકો માનતા હોય કે સમાધાન કરાવવું જોઈએ તે હિંદને ખાડામાં નાખે છે. આજે સમાધાન એટલે હિંદને પછાડવો. આટલું બધું સહન કર્યા પછી સમાધાન કરવું એ દેશને દગો દેવા બરાબર છે. મારા જેવા તો સેંકડો મરવાના છે, તેમનું જીવ્યું પણ સાર્થક થશે; કારણ કે તેઓ દેશને ખાતર મર્યા હશે. તેમાંથી મર્દો પેદા થશે અને તે હિંદને સ્વતંત્ર કરશે. મર્યા વિના મુક્તિ મળતી નથી. દેશની મુક્તિ પ્રજાએ લેવી જોઇએ, તેના માટે ભોગ આપવા પડશે. સમાધાન થશે એવા ભુલાવામાં કોઇ પણ ન પડે. જયકર અને સપ્રુ યરોડા જવાના છે અને સમાધાન માટે વાતો કરવાના છે, એ તો ધુમાડામાં બાચકા ભરવા જેવું છે. યરોડાની દિવાલ તૂટી પડે, જેલ તૂટી જાય, તેટલા માણસો જેલમાં જાય, તોપનાં મોં ભરાય એટલા અને ફાંસીનાં દોરડાં ખૂટે એટલા ફાંસીએ જાય ત્યારે સમાધાની થાય. મરણનો ભય શો ? જે મરણથી ડરે છે તેને હું હિંદુ કહેતો નથી. આપણી પાસે ઇશ્વરનું નામ છે, જ્યારે તેની પાસે રાક્ષસી સામગ્રી છે. તેમાં કોણ જીતશે, એ માટે તમારે મનમાં શંકા રાખવી ન જોઇએ. શ્રદ્ધા રાખી આગળ કામ ધપાવ્યે જાઓ અને ઇશ્વર તમને બળ આપો.

## ભાષણ ૧૩ મું

### દરિયાપુરમાં

[ મુંબઇથી પાછા ફરી આવ્યા બાદ તા. ૨૫-૭-૩૦ ને દિન અમદાવાદના દરિયાપુર લત્તામાં આપેલું ભાષણ. ]

**ભાઇઓ અને બહેનો,**

મારો ધંધો અત્યારે રાતદિવસ ઘાંટા પાડવાનો છે. જ્યાંસુધી સરકાર મને છૂટો રહેવા દે ત્યાંસુધી હું ઘાંટા પાડવાનો છું અને મારા અવાજનો ઉપયોગ કરવા માગું છું. દરિયાપુર એ મારા રાજકીય જીવનની શરૂઆત કરનાર છે. હું પહેલવહેલો રાજકીય જીવનમાં પડયો ત્યારનો દરિયાપુરને જાણું છું, અને મને બચપણનાં પણ મીઠાં સ્મરણો છે. તમે મારી પાસે શું માગો છો ?

### જીવ્યા કરતાં મરવું સારું

હું ગુજરાતમાં જ્યાં જ્યાં ફરૂં છું ત્યાં ત્યાં બધાની ઝાટકણી કાઢું છું. આપણે ગુજરાતમાં લાખો માણસો છીએ, બાપુની જય બોલાવીએ છીએ. પણ બાપુ જેલમાં બેઠા હોય ત્યારે આપણે જીવી કઈ રીતે શકીએ ? એ વખતે જીવવું એના કરતાં મરવું સારું છે. બાપુ જેલમાં હોય ત્યાં સુધી કોઇને ચેન ન પડવું જોઇએ. આપણે એને કઈ રીતે છોડાવીએ ? આપણે એવું કામ કરીએ કે સરકારને એના હાથે જ છોડવા પડે; અને તે કામ એ છે, કે એના કોઇ કામમાં સાથ ન આપવો, એના મદદગાર ન થવું અને જેલનો

ભય કાઢી નાખવો. એને કોઇ સાથ આપતું હોય તો એને પકડવો અને અટકાવવો. તમારા કુટુંબમાં એવું કોઇ હોય તો તેને કહેજો, કે આ પાપી સરકારને સાથ કેમ આપો છો ?

## સરકાર આપણને કેવી રીતે લૂંટે છે ?

આપણા પૂજ્ય નેતાઓને જેલમાં પૂરે તે સરકારની નોકરી કરી અન્ન ખાવું તેના કરતાં વિષ્ટા ખાવી સારી છે. તેણે કેટલાને જેલમાં પૂર્યા છે, અને કેટલાકને પૂરશે તેની મને ખબર નથી. કેટલાનાં માથાં ફોડયાં અને ફોડશે. કેટલાક લોકો વાતો કરે છે, કે આ રાજ્ય નહિ હોય તો લૂંટફાટ ચાલશે, પણ એ તો નામર્દની વાત છે. દરેક સમાજમાં સામાન્ય રીતે માણસો ધર્મભાવનાથી બંધાય છે, તેઓ પારકાનું લેવા ઇચ્છતા નથી, ચોરી કરવી અને પાપ કરવું એ ખોટું છે એવું તેઓ માને છે. થોડા ચોરી કે લૂટફાટ કરનારા હશે તો તેને આપણે પહોંચીશું, પણ આ સરકારને પહોંચી શકીશું નહિ. એ તો એવી રીતે લૂટે છે, કે આપણે તિજોરી ઉઘાડીને આપીએ છીએ. કારણકે આપણે માયામાં ફસાયા છીએ. આપણે મોહ છોડવો જોઇએ. હું નાનો હતો ત્યારે જોતો હતો, કે દરિયાપુરમાં ડોશીઓ રેંટિયા કાંતતી પણ આપણે તો મિલોને છોડીને પરદેશી કાપડ લેવા માંડયું, એનો મોહ કર્યો ત્યારથી આપણે મૂવા. કાપડ કેમ બને છે તે તો આ સરકારે અહીં આવીને જોયું. ત્યારપછી લેંકેશાયર અને માન્ચેસ્ટર થયાં. અહીંના વણકરોના અંગુઠા કાપીને. એણે જુલમ કરવામાં કાંઇ બાકી નથી રાખી.

## રાક્ષસનો અવતાર

ગંતુર જિલ્લામાં જે કલેકટર છે તે તો રાક્ષસનો અવતાર છે. ત્યાં કોઇ ખાદીની ટોપી પહેરે છે તો તે ટોપીને સળગાવી દે છે. ખાદી પહેરવી એ ત્યાં ગુનો ગણાય છે. એને માટે તો હજારો

લોકો જેલમાં પડયા છે. ખાદીનો ભય કેટલો લાગ્યો છે તે તો જુઓ ! તમે આજે 'બ્રિટિશ ગૂડસ બૉયકોટ'ની બૂમો મારો છો તે જો સાચે જ કરો તો એ મરણપથારીએ છે. કશું જ કરવું ન પડે. પણ જુઓ છોને ? હજી કાપડીઆઓને ત્યાં પહેરા ભરવા પડે છે. મહાત્માજી અહીંથી ગયા ત્યારે આપણે આશીર્વાદ આપ્યા, દાંડી સુધી ગયા ત્યારે તો તમને લાગતું કે, એ આપણો તારણહાર છે, પણ તેને સરકારે જેલમાં પૂર્યા ત્યારેય તમે તો વેપાર વેપાર કરો છો. મુંબઇના કાપડીઆઓએ તો ઠરાવ કર્યો ને દુકાનો બંધ રાખી, અહીં કેમ કરતા નથી ? અહીંના વેપારીઓ તો કહે છે, કે અમે એવું કરીએ તો દેવાળાં કાઢવાં પડે. તો હું કહું છું કે કાલ કાઢતા હો તો આજ કાઢોને ! જ્યાં દેશ દેવાળું કાઢે છે ત્યાં તમારે શું ? તમારે દુકાનો બંધ કરાવવી જોઈએ વેપારીઓને ઘેર જાવ, અને બેસો, તેમને સમજાવો, તેમના ઘરનાને સમજાવો.

## નામર્દો ગુજરાતમાં ન જોઈએ

* બહેનોને કહું છું કે તમારા ઘરમાં જુવાનો જે તમારા ધણી હોય, ભાઈ હોય, કે છોકરા હોય તો તે ઘરમાં ન રહેવા જોઇએ. તેમને કહેજો, કે જાવ યુદ્ધમાં જ્યાં સુધી લડાઇ ચાલે છે ત્યાં સુધી ઘરમાં ન રહેશો, કોઈ ભય ન રાખશો. ભય રાખશો તો નર્કમાં વાસ થશે, જે નામર્દ છે તે ગુજરાતમાં રહેવા ન જોઈએ.

---

* સરખાવો ઈટાલીના વીર ગૅરિબાલ્ડીના નીચેના શબ્દો:—

" અને ઓ તમે ઈટાલીની વીરાંગનાઓ ! તમને પગે લાગીને વીનવું છું કે નિર્વીર્ય બાયલાને આલિંગન દેશો ના. એવા બાયલાથી તમને બાયલા પુત્ર થશે. ઇટાલીને વીરપુત્ર જોઇએ છે. સૌન્દર્યની વાસભૂમિ આ ઇટાલીની તમે પુત્રીઓ થઇને ઉચ્ચાશયી વીરપુત્રોને નહિ જણો, તો તમારી પ્રસવવેદના મિથ્યા છે, તમારો જન્મ વૃથા છે. " ઈટાલીનો મુક્તિયજ્ઞ [ સ. ગ્રન્થમાળા ] પૃ. ૮૧-૮૨બીજી આવૃત્તિ. સંગ્રાહક

જેને ભય લાગતો હોય તેનાથી તમે છૂટાછેડા લેજો. જે ગોળીઓથી, માથું ફોડાવાથી કે જેલથી ડરતો હોય તેવા નામર્દ સાથે લગ્ન નહિ થવાં જોઇએ. જે બાપુની લડાઇમાં મરશે તેને તો સ્વર્ગ મળશે. જો આપણે મરીશું નહિ ને સરકાર મરશે તો આપણે અહીં સ્વર્ગ થશે. આપણે તો હિંદમાં સ્વર્ગ બનાવવું છે અગર તો મરીને સ્વર્ગે જવું છે. મહાસભાનો હુકમ આવે ત્યારે તમે બધા જુવાનોને બહાર કાઢજો, નહિ તો હું ઘરઘર ફરીને કહેવાનો છું કે તમે કેમ બેસી રહ્યાં છો? એના નામની ચૂડી કાઢી નાખો, ને પહેરાવી દ્યો એના હાથમાં.

## મોત ખેડે તે અમર થાય

જલાલપુરમાં હું કહી આવ્યો છું, કે ધરાસણામાં લાઠી પડી ત્યારે હું ન હતો, હું હોત તો એ ન થાત. અમદાવાદથી જુવાનો બોલાવવા પડે એ શું? મને તો એ વખતે થતું, કે જેલના દરવાજા તોડીને જાઉં. હું હોત તો ખેડૂતોને લઇ જાત, તેમની ખોપરીઓના ઢગલા કરાવત, અને એના હારના હાર સરકારને પહેરાવત. આ દુનિયામાં કોઇ અમર થયું છે? અમર તો એ થવાનો, કે જે પારકા માટે મોત ખેડે. અમર તો ગાંધી થશે. આ પામર સરકાર તેને શું કરવાની હતી? ગાંધીજીએ તો જે કરવાનું હતું તે કરી નાખ્યું છે. તે મરે તોય શું, અને જીવે તોય શું? જે ચેતન છે એ કાંઇ જવાનું છે? પણ તમે જાગ્રત રહેજો. મહાસભાનો હુકમ આવે ત્યારે તૈયાર થજો, કોઈ ઘેર ન રહેશો. જેલનો ડર લાગે છે એવી કોઇ વાત કરે છે ત્યારે મને કંપારી છૂટે છે, દરિયાપુરની ગટરોમાં પડયા રહેવું તેના કરતાં એ બંગલામાં શું ખોટું છે? ત્યાં ફરતાં પગે માટી ન ચોંટે, બંદૂકવાળા બે તો નોકર, ત્યાં તો ચાર બહેનો જઈને બેઠીછે. તમને મરદને શું ડર લાગે? ડરવાની વાત કરશો તો નીચું જોવાનું થશે.

## ભણવું હોય તો ઓઢણી ઓઢો

મને કોઈ છે કે વેપાર બગડે છે; તો હું કહું છું, કે વેપારમાં દિવાસળી ચાંપ. કોઇ કહે કે ભણતર બગડે છે તો કહું છું કે ભણવું હોય તો ઓઢણી ઓઢો, અત્યારે આ શું ? ભણવાનો વખત છે ? તમે શું ભણવાના હતા ? શું ઉકાળવાના હતા ? ઇજ્જતનો વેપાર કરો, ઇજ્જતનું ભણતર ભણો સરકારના કામમાં મદદ કરતા હોય તેને કહેજો, કે એ છોડી દે, ઇલ્કાબ હોય તો તજાવજો; એને કહેજો કે એ છોડી દે, એને કહેજો કે જ્યાં માથાં ફૂટે, જ્યાં ગોળીઓ છૂટતી હોય ત્યાં ઇલ્કાબ શોભે નહિ. એનું રાજ્ય પરદેશી કાપડ પર નિર્ભર છે. તે કાપડ બંધ થવું જોઇએ, દારૂનાં પીઠાંઓ બંધ થવાં જોઈએ. દારૂના વેપારીને મકાન ભાડે કેમ અપાય ? એ પૈસાનું અનાજ પેટમાં જાય તો કીડા પડે. ધર્મિષ્ઠ રાજ્ય હોય તો દેવળો કાઢે, શાળાઓ કાઢે; ત્યારે આ પાપી રાજ્યે પીઠાં ખોલ્યાં. જેલમાંથી બાપુ નીચી મૂંડીએ બહાર નહિ આવે, એને તો આપણે ઊભી આબરૂએ બહાર લાવવાના છે. આ લડતમાં તો બત્રીસાના ભોગ આપવાના છે. તેમાં ઝેરવેરને સ્થાન નથી, ત્યાં તો તપને સ્થાન છે.

## રામરાજ્ય

ઇચ્છા હોય તો આવજો. રામની પાછળ તો વાનરસેના હતી તો આપણે બાપુને સાથ આપીએ તો રામરાજ્ય કેમ ન થાય ? મરણ કોઈને છોડવાનું નથી. સૌને એક વખત જવાનું છે, માલમિલકત કાંઇ સાથે આવવાની નથી; સાથે તો એ જ આવશે, કે જે હાથે કર્યું હશે. આપણે મોહ છોડીને સીધો હિસાબ કરવાનો છે, આપણે એક જ વાતનું સ્મરણ કરવાનું

છે, કે બાપુને છોડાવવા છે. કઇ રીતે ? મહાસભાના હુકમને માન આપીને, ઢગલાબંધ માણસો આપીને. યાદ રાખજો, કે આ લડત લાંબી ચાલવાની છે. ખેડૂતો લડી રહ્યા છે, પણ ખર્ચો ગુજરાતમાંથી સુરત અને અમદાવાદ શહેરે આપવાનો છે.

## લાડુ ખાઈએ તો ઊલટી થવી જોઈએ

ગાંધીજી જેલમાં છે ત્યાંસુધી ન્યાતવરા ન થવા જોઈએ, શીરો પૂરી ન ખવાય, લાડુ ખાઈએ તો ઊલટી થવી જોઇએ. આપણો બાપુ જેલમાં છે ત્યાંસુધી એ કેમ ખવાય ? એના પૈસા લડતમાં આપો. આજે બાળકો પણ પૈસો આપી આવે છે. દિવાળીમાં દારૂ-ખાનું કેમ ફોડાય ? આ વાનરસેના તો એને અડકશે પણ નહિ. વેપારીઓને સમજાવજો, કે આ દિવાળીમાં દારૂખાનું ફોડવાનું નથી. આપણા શહેરની અને ગુજરાતની આબરૂ ન જાય તેટલું કરજો. પ્રભુ તમને એ આબરૂ સાચવવાનું બળ આપો, અને તમારું કલ્યાણ કરો.

# ભાષણ ૧૪ મું

## મુંબઈમાં: કૉન્ગ્રેસ સપ્તાહની પૂર્ણાહુતિ

[ચાલુ લડતમાં મુંબઇએ જે અગ્રસ્થાન લીધું છે તથા પોતાના બલિદાનથી લડતને સુંદર રીતે આગળ ધપાવી છે તેથી સરદાર મુંબઈ ઉપર આફ્રીન થયા હતા, એમ કહીએ તો ચાલે. એટલે જ્યારે જ્યારે પ્રસંગ મળ્યો છે ત્યારે ત્યારે મુંબઈને આ લડત ગમે તે ભોગે પણ સતત રીતે ચલાવવા આહ્વાન આપ્યું જ છે. મુંબઇમાં કૉંગ્રેસ સપ્તાહ ખૂબ મોટા પાયા ઉપર ઉજવાયું હતું અને તેના પૂર્ણાહુતિના દિને તા. ૨૦–૭–૩૦ ને રોજ આઝાદ મેદાનમાં આપેલું ભાષણ.]

**ભાઇઓ અને બહેનો,**

મુંબઇએ અત્યાર સુધી જે કાર્ય કર્યું છે તે માટે તમે મગરૂર થઇ શકો છો. સમસ્ત હિંદની દૃષ્ટિ આજે મુંબઇ ઉપર ઠરી છે. મુંબઇની પ્રજાએ ખૂબ ભોગ આપ્યો છે, ખૂબ દુઃખ સહન કર્યાં છે. મુંબઈમાં આજે ખૂબ ચેતન આવ્યું છે. મુંબઇનાં બાળકોમાં પણ ચેતન આવ્યું છે. આજ સુધી જુદા જુદા દેશોમાં એ ખ્યાલ હતો, કે હિંદની સ્ત્રીઓને અજ્ઞાન રાખવામાં આવે છે, તેમને રાજકીય બાબતોમાં ભાગ લેતી કરવામાં આવતી નથી, તેમને પડદામાં રાખવામાં આવે છે; પરંતુ એ બધી વસ્તુઓ તમે જૂઠી પાડી છે. મુંબઇની બહેનો પુરુષો સાથે આ લડતમાં સમાન ભાગ લેવા તૈયાર થઇ છે. દેશની મુક્તિ માટે પુરુષો સાથે સ્ત્રીઓએ દુઃખ સહન કરી જગતની દૃષ્ટિ પોતા તરફ ખેંચી છે. ગાંધીજીને પણ જેલમાં જરૂર સંતોષ થયો હશે, એ નક્કી માનજો.

## હજી લાંબી મજલ બાકી છે

પરંતુ અત્યારે ગંભીર બનેલી પરિસ્થિતિ વિષે સાફ સાફ વાતો મારે કરવી જોઈએ. સાચી વસ્તુઓ કદી છુપાવી રાખી શકાય એમ નથી, નહિ તો આપણે ભુલાવામાં પડવાના. કરેલું ધોવાઈ જવું ન જોઇએ, તેના પર પાણી ન ફરે અને મેળવવાની વસ્તુ ભૂલાઇ ન જવાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ. હવે પછી શું કરવાનું છે એ મારે તમને સાફ સાફ કહેવું રહ્યું. મુંબઈનાં બાળકોમાં પણ ચેતન આવી ગયું છે, એની મને ખબર પડી ગઇ છે; પણ એ બધું ઠીક છે. એક વસ્તુ એ છે, કે જે કર્યું છે તે હવે પછી જે કરવાનું છે તેના પ્રમાણમાં બહુ જ ઓછું છે. હજી લાંબી મજલ આપણે કાપવાની છે.

## હજી સમય આવ્યો નથી

કોઇ ઠેકાણેથી સમાધાનીની વાતો થાય છે! અરે, એના પર આશાઓ બાંધશો તો કપાઇ જવાના છીએ. યાદ રાખજો કે હજી સમય આવ્યો નથી. ઉતાવળે આંબા પાકે એમ નથી. જો આંબા ઉપરથી કાચી કેરી તોડીને ખાઈશું, તો દાંત ખાટા થઇ તૂટી પડવાના અને કેરી તોડવામાં પણ મહેનત પડવાની. ફળને પરિપકવ થવા દેશો તો તે આપોઆપ ખરી પડવાનું અને તેનો અમૃતરૂપી રસનો લાભ મળશે; તેવી જ રીતે સમાધાનીનો સમય આવશે ત્યારે ખરો લાભ મળશે. આજે તો વાઈસરૉય પોતે કાંઇ સમાધાની માટે આવતા નથી, એ યાદ રાખજો. ગાંધીજીને જેલમાં ત્રીજા માણસો મળવા જવાના છે. યરોડા જેલની ચાવી તો સરકારની પોતાની પાસે છે. એ દરવાજા ઉઘાડવા માટે સરકારને કોઇને ય પૂછવા જવું પડે એમ નથી. પ્રસંગ આવે એ આપોઆપ ઊઘડી જશે.

## ભુલાવામાં પડયા છે

મુત્સદ્દી માણસો જેમને અંગ્રેજીમાં "પોલિટિશિયનો" કહે છે, તેઓ આપણા ભલાની ખાતર આમ કરવાની જરૂર છે, એમ કહે છે. પરંતુ મારી ચોક્કસ માન્યતા છે કે "આપણા ભલાની ખાતર" કહેનારાઓ ભુલાવામાં પડયા છે. એ ભાઇઓ પોતાની સ્વતંત્ર જવાબદારીથી ગાંધીજીને મળવા જનાર છે. વાઇસરૉય સાહેબ કાંઈ તેમને મોકલતા નથી. ગાંધીજીને શું જોઇએ છીએ, એ કાંઇ છાનું રહ્યું નથી. જેલમાં ગયા પછી પણ પ્રસંગ આવ્યો ત્યારે તેમણે પોતાની માગણીઓ પ્રસિદ્ધ કરી છે. તેઓએ જાહેર કરી દીધું છે: "મારે તો એક જ વસ્તુ જોઈએ છે, મૂળ તત્ત્વ મારે જોઇએ છે. એ મૂળ વસ્તુની મને ખાત્રી મળે અને એ લોકોને ગળે હું ઉતારી શકું તો મારે અંગ્રેજો સાથે જરા યે તકરાર નથી. મારે તો ગમે તેમ કરીને દેશ માટે મુક્તિ જોઈએ."

આટલી સ્પષ્ટ વાતો છતાં ગાંધીજીને પૂછવા જવાનું શું કારણ હશે તે મારી તો સમજમાં નથી આવતું. હું તો ખેડૂત રહ્યો, એટલે બધી વાતો ન પણ સમજી શકું. મને એમાં ગમ પડવાની નથી. પણ મારે તો એની સાથે ૧૫ વર્ષનો ધાડો સંબંધ છે. હું જાણું છું કે એની પાસે એક બાળકને પણ છાની રાખવાની વાત નથી. એની સાથે કોઇ પણ જાતની મુત્સદ્દીગીરી ચલાવી શકાએ એમ નથી.

## શું વાઈસરૉય હિંદનું ભલું ઇચ્છે છે?

આપણે સાંભળીએ છીએ કે વાઇસરૉય સાહેબ હિંદનું ભલું ઇચ્છે છે. પણ ત્યારે શું ગાંધીજી હિંદનું ભલું નથી ઇચ્છતા? તમારા કોઇના મનમાં એ વિષે સંદેહ છે? બીજા હજારો જે જેલમાં પડયા છે તે તથા આપણે બધા શું દેશનું ભલું નથી ઇચ્છતા અને વાઇસરૉય સાહેબ જ ભલું ઇચ્છે છે? આવી વાતો કરવી

એ ગાંધીજી તેમજ જેલમાં પડેલાઓનું અપમાન કરવા બરાબર છે. વાઇસરૉય ભલું ઇચ્છતા હશે પણ તે પહેલાં પોતાના દેશનું અને પછી હિંદનું. તેમની માફક હું અને મારા સાથીઓ સૌથી પહેલાં હિંદનું ભલું ઇચ્છવા અને પછી ઈંગ્લાંડનું ભલું ઇચ્છવા ચાહીએ છીએ.

શાંતિ માટે પણ સમાધાની થવી જોઇએ એમ કહેવાય છે. ગાંધીજીને જેટલી શાંતિ પ્રિય છે, તેટલી જગતમાંના બીજા કોઇને પણ પ્રિય નહિ હોય. શાંતિપ્રિય એવી વ્યક્તિને તથા હજારો માણ-સોને સંકટમાં નાખવાં પડે છે, એમાં કાંઈ કારણ હશે ને? માટે વાઇસરૉય હિંદનું ભલું ઇચ્છે છે એવી વાતો મારી પાસે ન કરવી. એ તો ડાહ્યા માણસ છે. એ જાણે છે કે હિંદના ભલામાં અંગ્રેજો-નું ભલું છે. પરંતુ અંગ્રેજો તો કેવળ ઇંગ્લાંડનું જ ભલું ઇચ્છે છે. તેમને યાદ રાખવાનું છે, કે હવે હિંદનું ભલું કર્યા સિવાય ઇંગ્લાંડનું ભલું થનાર નથી.

## ગાંધીજીએ જોખમનો વિચાર કર્યો છે

વળી કહેવામાં આવે છે, કે મજૂર સરકારની કૅબિનેટના સભ્યો, વડા પ્રધાન અને હિંદી વજીરને હિંદ વિષે ભારે મુશ્કેલીઓ આવી પડી છે. હું કહું છું કે ભલા શું મુશ્કેલીઓ છે? શું તેમનાં માથાં ફૂટે છે, શું તેમને ગોળાઓ ખાવી પડે છે કે જેલ જવું પડે છે? તેમને મુશ્કેલી શું છે? આની તો મને સમજણ નથી પડતી. એમની મુશ્કેલીઓની વાતો કરનારાઓને આપણી મુશ્કેલીઓની જરાયે પડી નથી. અમારે જિંદગીમાં હવે થોડાં વર્ષ બાકી છે. બધું ખુવાર કરીને બેઠા છીએ. નથી કરી પૈસાની પરવા કે નથી કરી ઘરબારની પરવા. માબાપની ચાકરીએ નથી કરી કે નથી કરી દીકરા દીકરીઓની કાળજી. દેશને ખાતર ફનાફાતિયા

કીધા છે. હવે તો ફક્ત નવી આંખે સ્વતંત્રતા જોવી છે. દુઃખની વાત તો એ છે કે હિંદુસ્તાનને મજૂર સરકારની મુશ્કેલીઓની ચિંતા થાય છે. હિંદીઓને કેટલું દુઃખ પડે છે તેનો તો ખ્યાલ જ નથી કરતા અને લડતને તેમજ ગાંધીજીને ગમે તેમ કહે છે.

જગતમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વ્યક્તિએ આ લડત ઉપાડી છે. આ માણસે લડત ઉપાડતા પહેલાં તેમાં કેટલાં જોખમ સમાયેલાં છે તેનો હિસાબ કર્યો છે. આવી મહાન લડત જોખમનો વિચાર કર્યા વિના ઉપાડી છે એમ કહેવું એ એની બુદ્ધિનું અપમાન કરવા બરાબર છે. એણે તો ખુલ્લો હિસાબ કર્યો છે. લાખોના જાન જાય, વેપાર રોજગાર નાશ પામે, ખેતીવાડીનો નાશ થાય, ને પછી જંગલમાં મંગલ બનાવવાનું છે. જ્યાં સુધી પરદેશી રાજ્ય જશે નહિ ત્યાંસુધી હિંદ માટે સારો દિવસ નથી એવી એને ખાત્રી થઈ ચૂકી હતી ત્યારે જ એણે આ લડત ઉપાડી.

## રાજ્ય કરતાં શીખવાનો પહેલો કક્કો

૩૨ હજાર જેલમાં છે પણ હજારો મરી ફીટે તો પણ હિંદનો પ્રાણ જવાનો નથી, એ અંગ્રેજો જાણશે કે તુરત જ મુક્તિ મળશે. પછી અંતરાય રહેશે નહિ. પરંતુ યાદ રાખજો, કે હિંદને જે જોઈએ તે હિંદે જ નક્કી કરવાનું છે, અંગ્રેજોએ નહિ. જેટલું જીરવી શકવાની શક્તિ હશે તેટલું જ માગીશું. બાકીનાને શક્તિ આવશે નહિ ત્યાં સુધી હાથ નહિ લગાડીએ. કહેવાય છે કે લશ્કર વિના કેમ રાજ કરશો? બંદૂકો અંગ્રેજો ઝાલતાં શીખવાડશે ત્યારે જ શીખશો ને? હું કહું છું, કે એમ કહેનારા મૂર્ખા છે. એક મુલક બીજા મુલકને કદી હથિયાર ચલાવતાં શીખવાડશે કે? રાજ્ય કરતાં શીખવાનો પહેલો કક્કો પારકાને રાજ્ય કરવા ન દેવું એ છે. તે વિના રાજ્ય કરતાં શીખાવાનું નથી.

## હજી હવે ખબર પડશે

થોડા દિવસ પર ગવર્નર સાહેબે કરેલું ભાષણ મેં વાંચ્યું છે. એમના ભાષણમાં અને લેબર પ્રધાનના ભાષણમાં એક વસ્તુ સ્પષ્ટ છે. બંને કબૂલ કરે છે, કે હાલ દેશમાં જે લડત ચાલી રહી છે, તે બહુ જ ભયંકર છે. પરંતુ હું કહીશ કે એની ભયંકરતાની તો હજી હવે તમને ખબર પડશે. જો ઝાઝો વખત લગાડશો તો હિંદ ગુમાવશો; એટલું જ નહિ પણ બાંધી મુઠ્ઠી જે લાખની છે તે રાખની થઇ જશે. પાંચ લાખ તો શું પણ ૨ કરોડ મરશે તો પણ હિંદુસ્તાનને જરાયે દુઃખ નથી. આજે કરોડો તો ભૂખે મરે જ છે, મરવાની આગસે જીવે છે, તેમાંથી બે કરોડ મરશે તો કાંઇ પીડા નથી. બાકીના ૨૮ કરોડના ભાગે વધારે રોટલો આવશે ૨૮ કરોડ સુખેથી બાકીનો રોટલો ખાઈ પેટ ભરશે. પરંતુ એ તો ચોક્કસ છે, કે હવે ૨ લાખ માણસો ૩૩ કરોડને હાંકી શકવાના નથી. ભલે તેમની પાસે હથિયાર નહિ હોય પરંતુ એક બીજું હથિયાર તો હવે તેમને મળી ગયું છે.

## હિંદની બદનામી

ગવર્નર કહે છે, કે અહિંસાને નામે હિંસા ચાલી રહી છે. એ આખું ભાષણ કેવળ હિંદને બદનામ કરે છે. આ ભાષણ વાંચ્યા પછી પણ સમાધાનીની વાતો કેમ થઇ શકે? ઇજા પામેલા નિર્દોષોને માટે દિલગીરીનો એકે શબ્દ એમાં નથી. વાઇસરૉય સાહેબે તો દિલગીરી પણ દર્શાવી છે, એ એમની ખાનદાની છે, એમની સભ્યતા છે. તેઓ એક પણ કડવો શબ્દ પોતાના ભાષણ-માં નહિ બોલવાની ખાસ કાળજી રાખે છે. આટલું છતાં યરોડા જેલમાં સંદેશા ચલાવવા જવાની મને સમજ પડતી નથી. હું પૂછું

છું, કે આપણે ઉતાવળ શી છે? ૧૫૦ વર્ષ થયાં મરતા આવ્યા છીએ ને વધુ મરશું. સંદેશા ચલાવવા પાછળ કંઈક હશે એમ માનવામાં આવે છે. પણ યાદ રાખજો કે તમે જો તેમાં પડશો તો કામ બગડી જવાનું છે, માગો છો તે મેળવવા માટે તો ગાંધીજીનો મહાસભાનો કાર્યક્રમ જ કામ લાગશે. તેને સપાટાબંધ ઉકેલી નાખો.

## ખેડાના ધારાળા

એ ભાષણમાં ખેડા જિલ્લાના ધારાળા વિષે ઉલ્લેખ છે. તેઓ હાલ આ લડતને લીધે શાંતિને બદલે અશાંતિને પંથે પડયા છે અને લૂંટાફાટ કરે છે, એમ કહેવામાં આવ્યું છે. સરકારના બંદોબસ્ત હેઠળ જેઓ શાંત હતા તેઓ લૂંટફાટ કરી અરાજકતા ફેલાવી રહ્યા છે, એવો એમાં આક્ષેપ છે. પરંતુ એ બધી વાતો ગવર્નર કરતાં હું બહુ જ સારી રીતે જાણું છું. મને જેટલી ગુજરાતની ખબર પડે છે તેટલી ગવર્નરને કદી પડવાની નથી. ધારાળાઓ તો ગાંધીજીને પંથે છે. એક ઠેકાણે ધાડ પડી માં ખૂબ નુકસાન થયું છતાં તે માણસે પોલીસના અમલદારોને ફરિયાદ કરવાની સાફ ના પાડી.

## આબરૂના કાંકરા

ખેડા જિલ્લાના એક ધાડપાડુને ૭ વર્ષ થયાં પોલીસ પકડી શકી નહોતી. આખરે ગાયકવાડી પોલીસ તેને પકડી શકી. જે કામ પોલીસ ન કરી શકે તેવું કામ ગાંધીજીના એક સૈનિકે કરી હજારો માણસોને શાંતિના પંથે વાળ્યા છે.

પણ ગુજરાતના ગવર્નર સાહેબને એ કયાંથી ખબર પડે કે ૧૫ વર્ષથી ઝૂંપડીએ ઝૂંપડીએ ફરતો હોવાથી એકેએક કામ મારા મગજમાં છે. રેલસંકટ વખતે એના પોતાના કલેકટરને મારા

માણસો મારફતે ચારે બાજુ પાણી ફરી વળેલું છતાં મેં ખાવાનું પહોંચાડયું હતું.

ઓર્ડિનન્સો અને મનાઇહુકમો નીકળ્યા જાય છે; પણ ગમે તેટલા ઉપાયો છતાં કાંઈ વળવાનું નથી. આ તો પાશેરામાં પહેલી પુણી છે. ખાદી ટોપી સામે જંગ મચ્યો છે. મુંબઇની કાઉન્સિલમાં પણ બચાવ થઇ રહ્યો છે. મદ્રાસમાં ઠરાવ નીકળી ચૂકયો છે. સલામતી કેટલી રહી છે તેની હવે સમજ પડશે. અંગ્રેજ બચ્ચા જેવો મુત્સદ્દી જગતમાં બીજો કોઈ નથી. એ આપણું પાણી માપે છે. ગાંધીજી જે વસ્તુ જોઇએ છે તે કાંઇ છોડવાના નથી. તેથી હું મુંબઈની પ્રજા મારફતે આખા હિંદને કહું છું કે એ વાતોમાં માનશો નહિ. ખુવાર થજો પણ એ વાતો ન માનજો.

## પરદેશી કાપડનો વેપાર નહિ જ ચાલે

બીજી વસ્તુ ભાવિ કાર્યક્રમ વિષે મારે કહેવાની છે. મહાસભાએ બૉયકૉટનો પ્રોગ્રામ ઘડી કાઢયો છે. વેપારીઓએ તેમાં પોતાનો ફાળો આપ્યો છે. પરંતુ મુંબઇના કાપડના વેપારીઓએ પરદેશી કાપડને પેટીમાં બંધ કરી તાળાં મારવાં જોઈએ. મહાસભાના ઠરાવનું અપમાન થવું નહિ જોઈએ. સરકાર આપણી જરાએ જરા વાતનો હિસાબ રાખે છે. એક પટેલ રાજીનામું ખેંચી લે છે તો તરત જ તેનું પ્રકાશનખાતું જાહેરાત બહાર પાડે છે. તેવી જ રીતે તમે શું કરો છો ને શું નહિ તેની તમને પણ ખબર પડવી જોઇએ. મહાત્માજી અને તેમના છોકરા જેલમાં છે. તેની પત્ની અથાગ શ્રમ વેઠી રહી છે, તમારી નજર સમક્ષ મુંબઈની બહેનોને જેલમાં પૂરી દે છે. આંધ્રમાં ૪૦ બહેનો જેલમાં બેઠી છે. દેશબંધુ દાસની બહેન જેલમાં જાય, ખેડાની ખેડૂત બહેનો જેલમાં પડે; તો હું તમને વેપાર કરવાની વાતો કયે મોંઢે કરું? પરદેશી કાપડનો વેપાર બંધ કરવાથી ગમે તેટલું સંકટ પડે તો પણ એ વેપાર ચાલી શકે એ બનવાનું

નથી. થોડા વખત પછી ઘણા અંગ્રેજો ગાંડા થઈ જવાના છે. પરદેશી કાપડ પહેરાવવા માટે જબરદસ્તી કરશે, બંદૂક બતાવશે પણ આપણી કિંમત તો ત્યારે જ થશે, કે તે વખતે વસ્ત્ર પહેરવાનો ઇન્કાર કરીશું, પણ પરદેશી કાપડને તો અંગે પણ નહિ લગાડીએ.

## અહિંસાનું શસ્ત્ર

ઇંગ્લાંડના મોટા માણસો આંધળાની આંખો ઉઘાડે છે. માજી વાઇસરૉયો અને ગવર્નરો કેવળ હિંદની પગની લોખંડની બેડી અધર રહે તેમ ઇચ્છે છે. સરકાર તમારી વાત માનશે કે આ લોકોની ? જ્યારે સિવિલ સર્વિસવાળાઓ કહેશે કે હવે તો અમારે માટે રાજ્ય કરવાનું અશક્ય બન્યું છે ત્યારે જ તેઓ સમાધાનીની વાતો કરશે.

આપણી પાસે એક જ હથિયાર અહિંસાનું છે. લાઠીના મારની વાતો ગમે તેટલા પ્રયાસો છતાં પ્રગટ થયા વિના રહેશે નહિ. સત્યને લાંબો વખત ઢાંકી નહિ રખાય. એ અંગ્રેજોની માલેકીની વાત નથી. એ તો ખુદાની મરજીની વાત છે. શોલાપુર સિવાય મને બતાવો, કે ક્યાં હિંસા થઇ છે ? પણ હું તમને કહીશ કે શોલાપુર જેવી ભૂલ ન કરતા. આ સરકારને અહિંસાને કેમ પહોંચવું તેનું ભાન નથી. બચપણથી જ અંગ્રેજ બચ્ચાને હિંસાનું શિક્ષણ મળે છે, તેથી તે અહિંસા જોઈ આંધળો થાય છે, ગભરાય છે, અકળાય છે. ગાંધીજીએ આ બધી પહેલેથી ગણત્રી કરી હતી. હજી તો સરકાર વધુ ગુસ્સે થવાની છે. ગુસ્સો જશે ત્યારે શાંત પડીને વિચાર કરશે. તે સિવાય તેને સમાધાનીની વાત સૂઝવાની નથી. ધમકી આપશે, છેતરાવશે, ડરાવશે; પણ જાણશે, કે બધું નિષ્ફળ નીવડયું છે ત્યારે જ સીધી વાતો કરશે.

બીજી વાત મારે એ કહેવાની, કે પરદેશી વસ્ત્રોનો ત્યાગ કર્યા સિવાય નહિ ચાલે. બહેનોને કહું છું કે તમારે તમારું કપડું તૈયાર કરી લેવું પડશે. મને કહેવામાં આવ્યું છે કે મિલો બંધ કરવાનો વખત

આવ્યો છે. કામદારો ભૂખે મરશે, પણ એ સ્થિતિ માટે ગમે તેને દોષ દેવા કરતાં રોગની સાચી પરીક્ષા કરવી જોઈએ. તે પછી જ તમે મિલો સાચી રીતે પાછી ચાલુ કરી શકશો. સાચો વેપાર તે પછી જ થશે. મુક્તિ વિના કાંઇ નહિ વળે.

## મજૂર સરકાર પર આધાર રાખશો નહિ

પરદેશી કાપડના બહિષ્કાર સાથે બ્રિટિશ માલના બહિષ્કારની વાત થઇ છે. સરકાર પાસે બધા આંકડા હોય છે. માટે તમે બોલો તેટલુ બરાબર પાળજો. પાળ્યું છે અને પાળશો એવી મને ખાત્રી છે, પણ એટલાથી બસ નથી થવાનું. ચોમાસું જવા દો, ઉઘાડ પડવા દો. પછી હિંદને ખબર પડવાની છે કે શું થશે? કેટલાય સિવિલિયનો ગાંડા હાથીની માફક ફરશે, સરકાર અકળાશે. ગંતુરમાં છે તેવી સ્થિતિ બધે થશે. મજૂર સરકારને તો પોતાની પડી છે, એના પર તમે આધાર રાખશો નહિ.

## ઘર દીઠ એક જવાન આપો

બહેનોને કહું છું, કે ઘરમાં નવજુવાનોને ખબર આપજો કે તૈયાર રહે. ઘર દીઠ એક માણસ કૉંગ્રેસને સોંપવાનો છે. યૂરોપની લડાઇ થઇ ત્યારે કોઇ બહેને જુવાનોને ઘરમાં રહેવા દીધા નથી. તમારે પણ તેમ જ કરવાનું છે. તમારી હિંમત, અને તમારા ત્યાગની મારા પર અસર થઇ છે તેથી તમને કહું છું. પુરુષોમાં તો મેલ હોવાનો સંભવ છે. વેપારીઓમાં ગમે તેટલી લાગણી હશે, છતાં હિસાબ ગણવા બેસશે ત્યારે છાતીના ધબકારા થશે પણ બહેનો, તમે હિંમત રાખજો. હિંદની લાજ તમારા હાથમાં છે. એકએક જવાન તૈયાર કરજો. થોડા જ વખતમાં મહાસભાનો હુકમ બહાર પડશે.

## મહાત્માજીને છોડાવો

સવારે ઊઠતાં કે રાત્રે સૂતાં સુધીમાં આખો વખત ૩૩

કરોડ પ્રજા મહાત્માજીની જય પોકારી રહી છે. છતાં તેમને આપણે છોડાવી શકતા નથી. એના જેવા નમાલા બીજા કોણ ?

પંડિત મોતીલાલજી પોલીસ અને લશ્કરના સિપાઇઓની ફરજ સમજાવવાનો ઠરાવ કરવાથી જેલમાં ગયા છે. લાઠી ચલાવવાની ના પાડવી એમાં ગુનો થયો છે. લાઠી ચલાવવાનું તો કોઇ કાયદામાં નથી. લશ્કરના માણસોએ પોતાના ભાઈઓ પર બંદૂક છોડવાની ના પાડી તેથી તેમને સજા થઈ. તેમની તરફ સહાનુભૂતિ દર્શાવવા માટે ૫૦૦ નાં માથાં ભાગ્યાં. ઇંગ્લાંડમાં કોઇ અંગ્રેજ બચ્ચો એવો નહિ હોય કે જે બંદૂક વિનાના બીજા અંગ્રેજ પર ગોળી ચલાવે. હિંદીઓ આવી જ રીતે ગોળી ચલાવવાનો ઇન્કાર કરે તેમાં શો ગુનો ? એવા રાજ્યમાં તે સમાધાની કઇ રીતે થાય ? રાજ્ય કેમ ચલાવશો તેની એમને ચિંતા પડી છે. હું કહું છું, કે તમને એ ચિંતા શાને જોઇએ ? આઠ દિવસ તો રાજ છોડી જાવ, પછી તમને બતાવી આપું કે આઠ દહાડામાં કેમ લશ્કર તૈયાર થાય છે ! ૨૦–૨૫ રૂપિયાના પગારે મરાઠાના, મુસલમાનના, પંજાબીના, ગુરખાના છોકરાઓને બંદૂકડીઓ આપી લશ્કર ઊભું કરવામાં આવે છે. શું ત્યારે મારા દેશ માટે મારા જ લોકો મરવા તૈયાર નથી એમ હું કેમ માનું ? જો લશ્કરમાં જોડાવા તૈયાર ન થાય તો પછી એવા નામર્દોનું શું કામ ? લશ્કર તૈયાર કરવું એ મરદનું કામ છે. શું મરદાઇનો ઇજારો બ્રિટન પાસે જ છે ? જો આપણે એટલા નામર્દો હોઇએ તો જીવવાનું કામ શું છે ?

## નામર્દાઈની વાતો ન જોઈએ

બહેનોને મેં કહી દીધું છે. હું ફરી ફરી કહું છું, કે તૈયારી કરી રાખજો. જુવાનો તૈયાર ના થાય તો લગ્ન ફોક કરજો. તમને કડવી વાતો કહી છે પણ મારા કાળજામાં કેટલા અંગાર છે તેની તમને ખબર નથી. ગામડામાં આવો, લાખો ખેડૂતોમાં હું ફરું છું.

તેમની દયાજનક હાલત જોઇ મારી આંખમાંથી આંસુ પડયાં છે. તેમનાં દુઃખ દૂર ન કરી શકીએ તો આ જીવવું ફોકટ છે. તમે તો મુંબઇના મજૂરોની વાતો કરો છો, અને શું થશે તે પૂછો છો. હું કહું છું, કે રાજ્ય કરે છે તેને પૂછોને ? આઠ દહાડા મને રાજ્ય આપો તો હું તેનો ઉપાય સૂચવું. રાજ્ય એની પાસે લેવું નથી, મને આપવું નથી અને રક્ષણની વાતો કરવી છે ! નામર્દાઈની વાતો મારી પાસે ન જોઇએ.

## એકેએક અંગ્રેજ સલામત રહેશે

આજે તો આવા ઓર્ડિનન્સો બહાર પડે છે ! કાલે પાણી પીવું નહિ એવો કાયદો બહાર પડશે. કોના કાયદા અને કેવા કાયદા ? એવા કાયદા પાળવા કરતાં તો મરવું સારું છે. આજે એકે નોકર કાયદો પાળતો નથી. દરેકે દરેક અંગ્રેજ જાણે છે, કે મને વગર ગુને કેદમાં પૂર્યો હતો પણ મેં એ કોઇને કહ્યું નથી. તમે પોતે તો રોજ કાયદો તોડો છો. જ્યારે અમે તો નોટીસ આપીને કાયદો તોડીએ છીએ પણ એટલી તો હું મહાસભા તરફથી ખાત્રી આપીશ, કે ગમે તે થશે પણ એક પણ અંગ્રેજ બાળકનો વાળ વાંકો થવાનો નથી. ગમે ત્યાં તે સહીસલામતીથી ફરી શકશે એની ખાત્રી આપવા હું તૈયાર છું.

સરકારી નોકરોને પાણી સુદ્ધાં નથી મળતું તેની ફરિયાદ થાય છે. હું કહું છું ત્યારે રાજ્ય શું કરવા કરો છો ? ગાંધીજી ૭૨ વર્ષે જીવસટોસટ લડાઈ ખેલવા બહાર પડયા છે. તેમને કહીશું કે હવે તમે યરોડામાં આરામ લો. અને જુઓ, કે તમારા સૈનિકો શું કરે છે. રેલસંકટ વખતે પણ તેમને અમે સૈનિકોએ કામ કરી બતાવ્યું હતું.

## આ તો ધર્મયુદ્ધ છે

અંતમાં મારે કહેવાનું કે, ઉતાવળા ન થશો. આપણે જ ગાંધીજીને

જેલના દરવાજા તોડીને બહાર લાવશું. હાલ તો તેમને જંપવા દો. હિંદમાં કેટલો પ્રાણ છે તે હવે ખબર પડશે. લોખંડ ઠંડું હોય ત્યારે કાંઇ તેના ઘાટ ન ઘડાય, તપાવ્યા પછી જ ઘાટ ઘડાય. એક રાતમાં કાંઇ પરિવર્તન થઇ જાય અને સમાધાની થાય એ આશા ન રાખજો. આ તો ધર્મયુદ્ધ છે. અહિંસાનું સુદર્શન ચક્ર બીજાં બધાં શસ્ત્રોના ભૂકા કરશે. માટે લાંબું કરશો તો તમને મુશ્કેલ છે અને તમને અને અમને સ્નાનસૂતક નહિ રહે. હું તમારી પાસે ૩૦ મીએ આવીશ ત્યારે વળી કાંઈ કહીશ. બીજા નેતાઓ પણ આવશે અને તમને કાંઇ કહેશે. તમે મારું જે સ્વાગત કર્યું તે માટે તમારો આભાર. કાંઇ આકરૂં લાગ્યું હોય તો ક્ષમા કરશો. પણ મારા દિલનો ભાવ સમજજો. તમે સુખી થાવ એમ હું ઇચ્છું છું, લાખો રૂપિયાના ધણી થાઓ એમ હું ઇચ્છું છું, આ પુણ્યભૂમિમાં તમારાં બાળબચ્ચાં મોજ માણે એ મારી ઇચ્છા છે; પણ તે આઝાદી મેળવ્યા વિના ન બને, ધર્મ-યજ્ઞમાં આહુતિ આપ્યા વિના નહિ બને.

---

# ભાષણ ૧૫ મું

## જૈનોને

[જૈન કોમ એ ગુજરાતની આગળ પડતી અને સાહસિક કોમ છે. એ જૈન કોમની આ ધર્મયુદ્ધમાં શું ફરજ છે, તેણે આ લડતને કેવી રીતે સહાય આપવી જોઇએ તેનું રહસ્ય દર્શાવતું તા. ૨૩-૭-૩૦ ને રોજ મુંબાઇની શ્રી. જૈન શ્વેતાંબર કૉન્ફરન્સની બહિષ્કાર સમિતિના આશરા હેઠળ આપેલું ભાષણ.]

**ભાઈઓ અને બહેનો,**

જૈન ભાઈઓ અને બહેનોની આટલી મોટી સંખ્યાને મળવાની મને તક મળી તે માટે ખુશી થાઉં છું. જૈન સાથે મારે સારો સંબંધ છે. જ્યારે હું જૈનોમાં જાઉં છું ત્યારે હું ઘેર બેઠો

હોઉં એમ મને લાગે છે. તમો સર્વ રાષ્ટ્રીય ચળવળમાં ભાગ લઇ રહ્યાં છો તેથી હું રાજી છું. પણ હું સાફ સાફ વાત કરનારો છું તેતમો બધાં જાણો છો. મને બધા ઓળખી ગયા છે તેથી હું કડવું કહું તો પણ તમે દુઃખ નહિ લગાડો, એમ હું માનું છું હું અને તમે એક જ વસ્તુ ઇચ્છીએ છીએ તેમાં કંઇ શક નથી. તમારા ધર્મનો સિદ્ધાંત અહિંસા છે. અને તેનો પ્રચાર કરનાર આજે જગતમાં એક વ્યક્તિ છે. તેણે જે માર્ગ બતાવ્યો છે, તે કાર્યમાં જ ગર્દન ઝુકાવવાની છે. હું તો અહિંસાનો પ્રચાર કરનાર એ મહાન વ્યક્તિનો સિપાઇ છું. તમારે મગરૂર થવાનું છે, કે જૈન ધર્મના સિદ્ધાન્તનો પ્રચાર કરનાર એ વ્યક્તિ ગુજરાતમાં જ જન્મી છે. જૈન ધર્મની હવાએ જ એ મહાન વ્યકિતને ઉત્પન્ન કરી છે.

## ઉપદેશ કરનારાઓનો તોટો નથી

"अहिंसा परमो धर्मः" બોલવું સહેલું છે, પણ મન, વચન અને કર્મથી તેનું પાલન કરવું મુશ્કેલ છે. તે કેટલા કરી શકે? હિંદમાં ઉપદેશ કરનારાઓનો તોટો નથી. કાશીના પંડિતો સભાઓ ગજાવે છે. દરેક ધર્મના સાધુઓ આ ઉપદેશનો પ્રચાર કરે છે. તેમાં પણ પાલન કરનારા થોડાએક હશે પણ ખરા, પરંતુ તે સિદ્ધાન્ત થોડાક સાધુઓ કે મહાત્માઓ જ પાળી શકે તેવું કંઇ નથી અને તેવું જો હોય તો તે ધર્મ નથી. ધર્મ તો સર્વને માટે છે અને તેનો વધારે પ્રચાર થવો જોઇએ.

મહાત્માજી પોતે તો કહે છે કે મને કોઇ મહાત્મા ન કહેશો. હું તો તેમનો સિપાઇ છું. તેમનામાં ત્રુટિઓ પણ હશે પણ જેટલી પૂર્ણતા તેમનામાં છે તેટલી બીજા થોડામાં હશે અને તેમની પૂર્ણતા જ હિંદ બહારના ઘણાઓમાં પરિવર્તન કરાવી શકે છે. ગાંધીજી પોતે કબૂલ કરે છે કે 'હું પોતે અપૂર્ણ છું પરંતુ પૂર્ણ થવાનો પ્રયાસ કરું છું.' એટલે તમો જૈનો તેમની ત્રુટિઓ ન જોતાં તેમનામાંના સદ્દગુણો જોજો, આશ્રમમાં તેમણે વાછરડાને માર્યો

છે તે તરફ ન જોજો.: પરંતુ તેની પાછળ રહેલી તેમની શુદ્ધ ભાવનાનો વિચાર કરજો. અને તેમણે અહિંસાનું રગેરગ પાલન કર્યું છે તે તરફ જોજો. તે પોતે જે કંઇ કરે છે તે શુદ્ધ દાનત, શુદ્ધ ભાવના અને દયાની દૃષ્ટિએ કરે છે. તેઓ પોતે અહિંસાનું રગેરગ પાલન કરે છે.

## હિંસા સામે અહિંસા

હિંસા સામે અહિંસાનું શસ્ત્ર અજમાવીને દુનિયાની આંખ તેમણે ખોલી નાખી છે. આજે દુનિયામાં સંહારશક્તિનું જોર છે. આ પ્રબળ શક્તિ સામે એક મુઠ્ઠી હાડકાનો માણસ ઊભો રહી સરકારને ધ્રુજાવે છે. તેની પાસે જૈન ધર્મનું "अहिंसा परमो धर्मः" નું શસ્ત્ર છે અને તે શસ્ત્રનું તે અદ્‌ભુત રીતે પાલન કરી રહ્યો છે. આટલી શકિત ધરાવે તેના કરતાં બીજો કોઇ જો તમે મને બતાવો તો હું તે વ્યક્તિને તીર્થંકર તરીકે ગણી નમસ્કાર કરવા તૈયાર છું. આ વ્યક્તિની ત્રુટિઓ કાઢવી તે શું યોગ્ય છે કે? દુનિયામાં હિંદને ઓળખાવનાર જો કોઇ હોય તો તે આ માણસ છે. આ આખી સલ્તનતને ધ્રુજાવનાર આ વ્યકિતની પાસે પણ તમારા ધાર્મિક ગ્રંથોમાં લખેલી તે જ અહિંસા છે.

જૈન ધર્મની અંદર તો જીવજંતુને બચાવવાનો ધર્મ છે. જૈનો જીવજંતુની રક્ષા કરવાનો પ્રયત્ન કરે છે, તો માણસના પ્રાણ જતા હોય ત્યારે જૈનોનો શું ધર્મ હોઇ શકે? જ્યાં હિંદમાં કરોડો માણસના અન્નને અભાવે પ્રાણ જતા હોય–ભૂખે મરતા હોય ત્યાં જૈનોનો શો ધર્મ હોઇ શકે?

હું ગામડાનો માણસ કહું છું, કે આજ કરોડો માણસ અનાજ વગર રાતદિવસ રીબાઇ રીબાઇને મરે છે. ભૂખમરો શું ચીજ છે તે તો વેઠનાર જ જાણે છે. દોઢ મહિનામાં મારું વજન ૧૫ રતલ ઘટી ગયું તેનું કારણ એ ન હતું કે મને જેલમાં અનાજ નહોતું મળતું. પરંતુ મને અનુકૂળ ખોરાક નહોતો મળતો.

તે વખતે મને ખબર પડી કે ભૂખમરો શું ચીજ છે. આ ભૂખમરાથી પીડાતા માણસોની વાત એ જ માણસે રજુ કરી અને તે તેમને અસહ્ય લાગતાં તેમણે તેઓને હાડપિંજરોને દરિદ્ર-નારાયણો કહ્યા અને તેમની સ્થિતિ સુધારવા માટેની ઝુંબેશ ઉપાડી.

## ગૃહઉદ્યોગનો નાશ

આ ભૂખમરો ટાળવા માટે તેમણે લડત આરંભી અને તેનું મૂળ શોધવા માંડયું, તો તેમને જણાયું કે આ સરકારે ગૃહઉદ્યોગનો રેંટિયાનો નાશ કર્યો છે તેનું જ આ પરિણામ છે, રેંટિયાનો નાશ થવાથી આ સ્થિતિ ઊભી થવા પામી છે.

જૈનોએ જીવજંતુ અને મનુષ્યોનો ભૂખમરો ટાળવા માટે રેંટિયો ફેરવ્યે જ છૂટકો છે. મહાત્માજીએ પોતાનું નામ અમર કરી દીધું છે. તેમણે જે સુદર્શન ચક્ર ચલાવ્યું છે તે તો ચાલ્યા જ કરવાનું છે. મુંબઇમાં બાળકોમાં પણ આવેલી જાગૃતિ તે પૂરવાર કરે છે મહાત્માજી અહિંસાનું પાલન અદ્દ્ભુત રીતે કરે છે.

જૈનોની બાબતમાં મારે એક ખાસ વસ્તુ કહેવાની છે. અહીં જૈનોની મોટી સંખ્યા હાજર છે. તેમનામાં શ્રદ્ધાનો પાર નથી. દેવદર્શનની, સાધુઓને વહોરાવવાની, અને દાન કરવાની ભાવના ઉમદા છે. તેમનામાં ધર્મની અનેરી ભાવના છે, પણ એક ખામી એટલી જ છે, કે જૈન બહેનોનાં શરીર પર જેવાં બારીક કપડાં હોય છે તેનાથી વધુ બારીક કપડાં કોઇ પહેરતાં નથી. બહેનો આવી સદ્દ્ભાવનાવાળી છે તો તેમને કેમ નથી લાગતું કે બારીક કપડાં પહેરવાં તે પાપ છે? આ સડો જૈનોમાં ઊંડો પેઠેલો છે અને તેની હરિફાઇ થાય છે. હું કહીશ, કે તે બીના ધર્મને ભુલાવનારી છે. અને હું તમો બહેનોને એક ભાઇતરીકે કહું છું, કે કપડાં એવાં પહેરવાં જોઇએ, કે જેથી પહેરનારને કપડાં પહેર્યાં છે એમ લાગે. આમાં તેમ નથી બનતું એટલે તમે આ કપડાં પહેરીને પાપ કરો છો.

## કપડાં કેવાં પહેરવાં જોઇએ ?

બહેનોએ કપડાં એવાં જાડાં પહેરવાં જોઈએ, કે જેમને જોતાં જોનારને માતા, બહેન કે દીકરીની ભાવના પેદા થાય, પૂજ્યવૃત્તિ થાય અને બહેનની મર્યાદા સચવાય આ વાત સાફ સાફ કહેવા હું આવ્યો છું. તમે હાથે કાંતીને વસ્ત્રો પહેરો એ કહેવા અને બારીક કપડાં પહેરવાનું પાપ દૂર કરવાનું કહેવા આવ્યો છું. તમે આ મોહક બારીક કપડાં પહેરીને કરેલાં પાપો કોઈથી ધોવાશે નહિ. તમો પાપ કરશો તો તે તમારે ભોગવવાનાં, એટલું જ નહિ પણ તમે તમારાં બાળકોને પણ તેનો વારસો આપી જશો. દેવદર્શન કર્યેથી, સાધુઓને વહોરાવ્યેથી, ગંગાજીમાં સ્નાન કર્યેથી, દાનધર્મ કર્યેથી તે પાપો નહિ જાય. માટે તે મોહક બારીક કપડાંરૂપી પાપ તો તજ્યે જ છૂટકો.

તમે તમારા કપાળ ઉપર પીળો ચાંલ્લો કરો તે તો બાહ્ય ચિહ્ન છે, પણ ખરો ચાંલ્લો તો તમારા હૃદય પર થવો જોઇએ. અને તે ન થાય તો તે બહારનો ઠગવાનો જ ગણાય.

તમો આવા ધર્મપ્રેમી છો એટલે ધર્મનું ખરું તત્ત્વ સમજીને તેનું તમારે પાલન કરવું જોઈએ. બાહ્યાડંબરથી ઉદ્ધાર નહિ થાય. હું જૈન બહેનોને પરદેશી કાપડનો બહિષ્કાર કરવા કહું છું. મેં જૈન જેવી બુદ્ધિશાળી અને સાહસિક કોમ બીજી જોઇ જ નથી. તમો આટલું સાહસ ખેડો છો, તો હિંદનો સાચો રોજગાર છે તેને સજીવન કરો. મહાત્માજી સારા ઉદ્યોગોનો ઉદ્ધાર કરવા કહે છે અને તે કર્યે જ હિંદનું કલ્યાણ છે. માટે મહેરબાની કરી એ કામ કરો.

એક બીજી વાત કહીશ તે એ, કે આ દેહ તો નાશવત છે, મિથ્યા છે, તે પડી જવાનો છે. કોઈ અમર રહ્યો નથી. ત્યારે આપણને ડર શાનો લાગે છે? જો આપણા ધર્મમાં સત્ય ભરેલું છે તો મરણનો ભય શેનો હોવો જોઇએ? મરણનો ડર કોઈ જૈનને હોય તો તેને હું જૈન ન કહી શકું. હું કહીશ, કે આત્માને

કોઈ મારી શકતું નથી. દેહ તો મિથ્યા વસ્તુ છે અને તે માટીમાં મળી જવાનો છે.

## મરણ મિથ્યા વસ્તુ છે

લાઠીથી ડરવાનું હોય જ નહિ. મરણ તે તો મિથ્યા વસ્તુ છે. મરણ તો નિર્માણ છે જ. તેમાં કોઈ સરકાર ફેરફાર કરી શકે તેમ નથી. રશિયાનો ઝાર પણ મોતના પંજામાંથી છૂટયો નથી, અને જે નિમિત્તે મરવાનું હશે તે તો થશે જ; તો હિંદુ ધર્મ જાણનારા આપણને મરણનો ભય શામાટે હોય ? અને જ્યારે હિંદ આ ભય છોડશે ત્યારે જ તેનો ઉદ્ધાર થશે. મહાત્માજી તો મન વચન અને કાયાથી અહિંસક રહેવા કહે છે અને તેનું પાલન કર્યે જ દેશની મુક્તિ છે.

કપડાંથી તો ૬૫ કરોડ રૂપિયા દર વર્ષે લઈ જાય છે. હિંદુસ્તાનનું વીત દર વર્ષે વહ્યા જ કરે છે. તે વસ્તુઓ બંધ કરવાને આપણે પ્રયાસ કરી રહ્યા છીએ. આપણે મરણનો ભય ટાળવો જોઇએ. એક ૨૪ કલાક આખું હિંદ અદબ વાળી ઊભું રહેશે તો આ રાજ્ય પણ સ્થંભી જવાનું. જેલમાં દુઃખ છે એમ કોઈ માનશો નહિ. સુખદુઃખ તો મનનું કારણ છે. જૈનોએ એ વસ્તુને ઓળખવી જોઈએ. આપણે આપણી ત્રુટિઓ દૂર કરવી જોઇએ. આ બધી કહેલી વાતો ધ્યાનમાં રાખી તે બધી આચારમાં ઉતારશો એવી મારી ઉમેદ છે.

# ભાષણ ૧૬ મું

## સુરતમાં

[ મુંબઈ ફરી આવ્યા પછી સરદાર પ્રથમ જ વાર સુરતની મુલાકાત લેવા તા. ૨૨-૭-૩૦ને રોજ ગયા. સુરત જિલ્લો એ સરદારનો પ્યારો જિલ્લો છે. દૂર દૂરનાં ગામોથી પણ માણસો આવ્યાં હતાં. સુરતને તો ગમે તેટલા ચાબખા મારવાનો સરદારને હક છે એટલે ચાબખા મારતાં મારતાં આ ધર્મયુદ્ધનું રહસ્ય સરદારે બતાવ્યું. આખું ભાષણ બારડોલીની લડત સમયનાં ભાષણોનું સ્મરણ કરાવે છે.]

**પ્રમુખ સાહેબ, ભાઇઓ અને બહેનો,**

તમે આટલા બધા ભાઇઓ અને બહેનો પ્રતિકૂળ ઋતુની અંદર ધોધમાર વરસાદમાં અહીં આવીને મારા બે બોલ સાંભળવા માટે કાદવકીચડમાં અહીં ખીચોખીચ બેસી ગયા છો અને તમે બધાએ મારું જે પ્રેમપૂર્વક સ્વાગત કર્યું છે તે માટે હું તમારો આભાર માનું છું. તમે જાણો છો કે આ સ્વાગત કરવાનો વખત નથી. જેઓ જેલની બહાર રહ્યા છે તેઓને માથે ભારી જવાબદારી રહેલી છે. તમને ખબર તો હશે કે આજે ૨૫ થી ૩૦ હજાર ભાઇબહેનો જેલમાં પડયા છે. રોજ દરેક પ્રાંતમાં ધરપકડો થાય છે અને આપણા ભાઇબહેનો જેલને રસ્તે પડે છે. કોઇ જગ્યાએ લાઠી ઊછળે છે, તો કોઈ જગ્યાએ ગોળી ચાલે છે, તો કોઇની મિલકત જપ્ત કરવાની નોટીસો મળે છે. આમ અનેક જાતના જુલમો થઇ રહ્યા છે. તે વખતે સરઘસ અને સ્વાગતમાં વખત કાઢવાનો હોય નહિ.

પણ હું પાંચ મહિના તમારી વચ્ચે નહોતો. હું પાંચ મહિને સુરતમાં આવ્યો ત્યારે તમે મને જોવા માગતા હશો કે પાંચ મહિના જેલમાં રહીને હું મુડદાલ થઈ ગયો છું કે જીવતો આવ્યો છું! હું પણ જેલમાં અકળાતો હતો. ગાંધીજી દાંડીની ઐતિહાસિક કૂચ પર નીકળ્યા તે પહેલાં મને પૂરી દીધો હતો તેથી જેલની દીવાલ કૂદીને એ કૂચ જોવા ભાગી જાઉં એમ થતું પણ હું મન મારીને બેસી રહ્યો.

## રામાવતારની વાતો

જેલમાં મેં ઘણાં સ્વપ્નાં જોયાં હતાં. પણ ગુજરાતે શું કર્યું તેનો ખરો ચિતાર ત્યાં મારી સામે રજુ થતો નહોતો. ગુજરાતે શું કર્યું તેની મેં ઘણી ઘણી વાતો સાંભળી, ત્યારે મને તે પરથી લાગેલું કે આ તો સતયુગની વાતો છે—રામાવતારના બનાવો છે. મારા નસીબમાં એ જોવાનું નહિ, એટલે મને એક મહિના પહેલાંથી જ જેલમાં પૂરી દીધેલો. જ્યારે ધરાસણામાં ધડાધડ માથાં ફૂટતાં હતાં ત્યારે ત્યાં આવીને માથું ધરવાનું અને ખોપરી ફોડાવવાનું મને મન થઇ જતું, પણ મારાથી બહાર આવી શકાય તેમ નહોતું એટલે સમસમીને બેસી રહ્યો.

પણ હવે હું બહાર આવ્યો છું. હું કેટલો વખત બહાર રહીશ તે જાણતો નથી, પણ હું જ્યાં સુધી બહાર રહીશ ત્યાં સુધી તમને જંપવા દેવાનો નથી. નક્કી માનજો કે તમે મારું આજે જે સ્વાગત કર્યું છે તે જોયા પછી હું તમને ચેન પડવા દેવાનો નથી. કારણ શું? કારણ એ છે કે જ્યારે ગુજરાતને માટે વાઇસરૉય સાહેબ ઑર્ડિનન્સ પર ઑર્ડિનન્સ બહાર પાડી રહ્યા હોય ત્યારે તેનો જવાબ આપણે આપવો જ જોઇએ.

## સ્વતંત્રતાના ઇતિહાસનાં પહેલાં પાનાં

જેલમાં એ ફતવા સાંભળી મને લાગ્યું હતું કે ગુજરાતીઓ

પાણી બતાવી રહ્યા હશે. ગુજરાતીઓનું જગતમાં નામનિશાન નહોતું. ગુજરાતીઓ ગરીબડા ગણાતા હતા. એ ગુજરાતીઓ સ્વતંત્રતાના ઈતિહાસનાં પહેલાં પાનાં લખાવે છે તે જાણીને મને હર્ષ થયો હતો. એટલે ગાંધીજી જેલમાં ગયા પછી આ લડત શરૂઆતના જેવા જ જુસ્સાથી આપણે પૂરી નહિ કરીએ તો આપણું નાક જવાનું છે, આપણું ઉપર આવેલું નામ તળિયે જવાનું છે. તમે મારા પર જે પ્રેમ બતાવ્યો છે, તમારામાં હું જે ઉત્સાહ અને ચેતન જોઈ રહ્યો છું, તે પરથી મને આશા છે કે આપણે ધારેલું કામ પાર ઉતારી શકીશું.

## આ વખતે ધંધો કેવો ?

જેલમાંથી નીકળ્યા પછી ગુજરાતમાં ફરવાનો મારો વિચાર હતો. પણ એવામાં પંડિતજી ગીરફતાર થયા અને તેમણે મારે માથે હિંદનો બોજો નાખ્યો. એ મોટા ઓદ્ધા માટે મારામાં શક્તિ નથી. પણ મારે પંડિતજીનો હુકમ માથે ચઢાવવો રહ્યો. આથી મારાથી હજુ ગુજરાતમાં પ્રવેશ થઇ શકયો નથી. ગુજરાતની પરિસ્થિતિ વિષે હું તમારા કાર્યકર્તાઓ સાથે વાતચીત કરવા માગું છું. ગુજરાતની હાલત હાલ કેવી છે, અહીંની લડતની રચના કેવી છે તે જાણતાં મને થોડોક વખત લાગશે. વરસાદની મોસમ પણ અડચણ કરતી હશે, ખેડૂતો આવતા વરસમાં થોડોક રોટલો મળે તે માટે કામે લાગ્યા હશે. મુંબઇમાં હું વેપારીઓને સંભળાવી આવ્યો છું તે ખેડૂતોને પણ સંભળાવવાનો છું અને તમને સંભળાવી દઉં છું કે આ ભણવાનો, વેપારનો કે ખેતી કરવાનો વખત નથી. હાલમાં જે બીજો ધંધો કરે તે હરામનું ધાન ખાવા સમાન છે. આપણા પૂજનીય નેતાઓ જેલમાં પડયા હોય, આપણા નૌજવાનોની રાડેરાડ સાંભળીને જે સંત પુરુષે આ મહાન લડત ઉપાડી છે તે કેદખાનામાં પડયો હોય ત્યારે બીજો ધંધો જ શો હોય ? જેઓ જેલમાં

પડયા છે તેઓને છોડાવવાનો જ આપણો ધંધો છે, સરકારની નાની નાની જેલો આપણે ભરી દેવાની છે. આમાં એકલા પુરુષોનું જ કામ નથી, બહેનોનું પણ કામ છે.

## ગુજરાતનું અભિમાન

મને જ્યારે ખબર પડી કે ચાર ગુજરાતી બહેનો જેલમાં ગઈ ત્યારે મને અભિમાન થયું હતું. પણ ચાર દેવીઓ જેલમાં જાય તેથી કંઇ ચાલે નહિ. સરકાર ધરાઇ જાય એ પ્રકારે આપણે જેલખાનાં ભરી દેવાનાં છે ધરાસણામાં તમે માથાં ફોડાવી આવો કે થોડા ઘણાને જેલમાં મોકલો તેથી અર્થ સરવાનો નથી. હજુ તો શરૂઆત થઈ છે. આપણે લાંબો પંથ કાપવાનો છે. એમાં ગાફેલ રહીએ કે આળસુ થઇએ તે ચાલવાનું નથી, આપણે સતત જાગ્રત રહેવું પડશે. હું તમને એક વાત કહી રાખું છું. ગુજરાતમાં એક પણ આગેવાન જેલની બહાર નહિ રહે, તો પણ આપણું કામ અટકવું નહિ જોઇએ આપણી લડત જ એવી સીધી સાદી છે કે આઠ દશ વર્ષનાં બાળકો પણ તે ચલાવી શકે. એમાં આગેવાનની જરૂર જ નથી. આપણે એક જ વાત યાદ રાખવાની છે, અને તે એ કે સરકારને ગરદન નમાવવાની નથી.

## મહાસભાના હુકમો

મહાસભા સરકારના જે ફરમાન તોડવાનો હુકમ કરે, તે તોડવાનો એકેએક સ્ત્રી, પુરુષ અને બાળકનો ધર્મ છે. મહાસભા જે હુકમ તોડવાનું કહે છે તે વિચાર કરીને કહે છે, તેમાં નીતિનો ભંગ હોતો નથી. મહાસભાના હુકમો માથે ચઢાવવામાં ધર્મ છે. સરકારના કાયદા પાળવામાં પાપ છે. દાખલા તરીકે મીઠાનો કાયદો તોડવો–સરકારી માલિકીનું મીઠું લૂંટી લેવું તેમાં નીતિનો ભંગ નથી પણ ધર્મ છે. મહાસભા હુકમ કરે તે બધા કાયદા તોડાય તેટલા

તોડજો. ખેડૂતો પર હુકમ આવે પછી કોઇ ખેડૂત સરકારની મહેસૂલ નહિ ભરે એ ખેડૂતની ફરજ છે.

આ શહેરમાં પરદેશી કાપડનો ધંધો બંધ કરવાનો મહાસભાનો હુકમ છૂટેલો છે. જે વેપારીઓ એ હુકમ નહિ માને તેની દુકાન પર પહેરો ભરવાનો તમારો ધર્મ છે. સરકાર પકડે કે ન પકડે પણ એ પહેરો ચાલુ રહેવો જોઇએ. બીજો હુકમ પીઠાં બંધ કરાવવાનો છે. પીઠાં પર પણ પહેરો બેસી જવો જોઇએ. એમ કરવાથી સરકારના કોઈ ફતવાનો ભંગ થાય છે કે નહિ તેનો તમારે વિચાર કરવાનો નથી. મહાસભાનો ત્રીજો હુકમ એ છે કે પત્રિકા પ્રગટ થવી જ જોઇએ. આ દરેક હુકમનો તમે અમલ કરો એમ મહાસભા ઇચ્છે છે. તેમ કરતાં જે જે જોખમ ખેડવાં પડે તે ખેડવાં જોઇએ. હજુ તો કંઇ થયું નથી. જોખમો તો હવે ખેડવાનાં છે અને તે માટે તૈયારી કરવાની છે.

પ્રજા એ જોખમો ખેડી શકશે કે કેમ તે વિષે સામાન્ય માણસોને શંકા છે. પણ તે ખોટી શંકા છે. સુરતમાંથી જેઓ જેલમાં ગયા છે તેઓને તો તમે ઓળખતા હશો. તેઓ બધા નાજુક બદનના માણસો છે. તમારા શહેરમાંથી ભાઇ સરૈયા જેલમાં ગયા છે, એ મૂઠી હાડકાનો માણસ છે. જેલમાં જેઓ આવ્યા તે બધા કરતાં તેનું વજન ઓછું હતું. જો આવો માણસ જેલમાં રહી શકે તો તમે કેમ ન રહી શકો?

## સ્વરાજની પલટણ

સ્ટેશન પરથી અહીં આવતાં મેં નૌજવાનોની હારની હાર જોઇ હતી. સ્વયંસેવકોની સંખ્યાબંધ ટુકડીઓ જોતાં મને લાગ્યું કે એ બધા જુવાનો જો જરાક હિમ્મત કરે તો સ્વરાજની પલટણો પડેલી છે. હિમ્મત ન હોય તો તમે કંઈ ન કરી શકો. પણ આજે

હિંદમાં જે બની રહ્યું છે તે પર જો નજર કરશો તો મારે વધુ કંઇ કહેવાનું રહેતું જ નથી.

ગઇ કાલે હું મુંબઇના એક પરામાં—ચેંબુરમાં ગયો હતો. ત્યાં આપણા વયોવૃદ્ધ નેતા અબ્બાસ સાહેબનાં બહેન અને પત્ની રહે છે. એ ચેંબુરમાંથી સ્વ. ન્યાયાધીશ બદરૂદીન તૈયબજીની ૬૫ વરસની બેટી જેલમાં ગઇ છે. એ બહેનના વૃદ્ધ પતિ પથારીવશ હતા. હું તેમના કુટુંબનાં દર્શન કરવા ગયો હતો. પણ એ બહાદુર અને જઇફ બહેનના બેટાબેટીઓને જરાપણ શોક થયો નથી. તેઓ તો એ વીરાંગનાનું કામ કરવા તૈયાર થયાં છે. બીજા ચેંબૂરકર નામના દક્ષિણી ગૃહસ્થ છે. તેઓ પોતે જેલમાં ગયા છે અને તેમના દીકરા તથા દીકરાના દીકરા પણ જેલમાં છે. આ વૃદ્ધ ચેંબૂરકરના પત્ની પીઠા પર ચોકી કરી રહ્યાં છે. એટલે આપણે જો ડરીશું તો માર્યા જઇશું. આપણી આબરૂના કાંકરા થઈ જશે. મુંબઇ અને ગુજરાત ખૂબ ભોગ આપી રહ્યું છે તેની હું તારીફ કરું છું. પણ એવા ભોગ ચાલુ આપવા જ પડશે.

## પટેલોનાં રાજીનામાં

સરકારની ઇનર્ફોરમેશન બ્યૂરો ખબર આપે છે કે ગુજરાતના રાજીનામાં આપનારા પટેલો તે પાછાં ખેંચી લે છે. આ વાત કેટલી ખરી છે તેની મને ખબર નથી. થોડાકોએ રાજીનામાં ખેંચ્યાં હશે. પણ હું ચોક્કસ કહું છું કે તેઓ પર જુલમ થયો હશે—તેઓને ડરાવવામાં આવ્યા હશે. ચોમાસું આવ્યું છે એટલે ઘણા મુશીબતથી પાછા પડયા હશે. પણ હું છૂટયો તે પછી રાજીનામાં આપનારા પટેલોએ મને અમદાવાદમાં માનપત્ર આપેલું ત્યારે તેઓએ મને વચન આપ્યું છે કે તેઓ પાછા સરકારી નોકરીમાં જવાના નથી, પણ હું કહું તેમ કરવાના છે. ખેડૂતોને હું સારી પેઠે ઓળખું છું.

તેઓ મારી વાત માનશે એવો મને વિશ્વાસ છે. ભલે મને છૂટો રાખે કે જેલમાં પૂરે, પણ મેં ખેડૂતને એટલું ઠસાવી દીધું છે કે જો જીવવું હોય, ઊભા રહેવું હોય, તો મહાસભાના હુકમને તાબે થવુ જ જોઈશે.

હવે તો એવો વખત આવ્યો છે કે, ખેડૂતો સરકારધારો ભરવા માગતા હોય તો પણ તેઓ પાસે પૈસા નથી. વેપારીઓ પાસે વેપાર નથી. મુંબઈના વેપારીઓની ખાત્રી થઈ ગઇ છે કે, આ વેપલો ખેડવાનો વખત નથી. જ્યાં સુધી રાજપલટો થાય નહિ, આપણું રાજ્ય થાય નહિ ત્યાં સુધી કોઇ ધંધો જ થવાનો નથી. આજે તો આપણો ધંધો જેઓ જેલમાં છે તેઓને છોડાવવાનો જ છે.

જો આપણે એ ધંધો નહિ કરીશું તો મહાત્માજીને દગલબાજ થઇશું, બીજા જેલમાં જનારાઓ તરફ વિશ્વાસઘાતી ઠરીશું. તમને રાતે પકડે, સવારે પકડે કે સાંજે પકડી જાય, પણ મહાસભાના હુકમો જ પાળો.

ભલે સરકાર ગોળીબાર કરે, દંડ કરે, લૂંટફાટ કરે, બધી માલ-મિલકત જપ્ત કરે, ગમે તે કરે, પણ આપણે તો મહાસભાનો હુકમ જ માથે ઉઠાવવાનો છે. સરકારને આપણી શક્તિ પર વિશ્વાસ નથી તેથી તે ધુંઆપુંઆં કરે છે પણ તેને ખાત્રી થશે કે આ લોકો છોડવાના નથી ત્યારે જ તે સીધી થશે.

## સમાધાનીની છેતરપીંડી

આપણા કેટલાક ભલાભોળા ભાઇઓ સમાધાનીની વાતો કરવા લાગ્યા છે પણ કોઇ ગુજરાતી તેથી છેતરાશો નહિ. હજુ સમા· ધાનીનો વખત આવ્યો નથી. મૂળ વસ્તુ સરકાર આપી દે તેટલા આપણે ભોગ આપ્યા નથી. એટલા ભોગ અપાશે ત્યારે સમાધાની થશે. આપણા કેટલાક ભલા ભાઇઓ એમ માને છે કે જો લડત

બહુ લંબાશે તો પ્રજાને અતિશય દુઃખો વેઠવાં પડશે એટલે સમાધાની થઈ જાય તો શાંતિ થઇ જાય !

પણ યરોડાના કારાગ્રહના દરવાજા એમ ઉઘડવાના નથી. તેની ચાવી તો સરકાર પાસે છે. જ્યારે આપણા પર રાજ્ય કરવું શક્ય નથી એમ જણાશે ત્યારે જ સરકાર એ ચાવી આપણા હાથમાં મૂકશે. ત્યાં સુધી સમાધાનીની વાતો પર મુદ્દલ લક્ષ આપવાનું નથી. તમે શું કરો છો ને શું કરવાના છો તેનો હું હિસાબ કાઢી શકતો નથી એટલે હું તમને મુબારકબાદી આપતો નથી તેમ ઠપકો પણ આપતો નથી. ગુજરાતને માટે ઓર્ડિનન્સ નીકળ્યા તેથી તમે ઠીકઠીક કરી બતાવ્યું હશે એમ માની લઉં છું અને તેટલી તમને મુબારકબાદી આપું છું. પણ તમે આટલા બધા ભાઈઓ અને બહેનો અહીં આવેલા છો, તે પરથી તમે બધા મહાસભાનો સંદેશ ઝીલવાને આતુર છો એમ ધારીને કહું છું કે જોજો, કરેલું ધોવાઇ નહિ જાય. ધોવાઇ જશે તો આબરૂ જશે અને કર્યુંકારવ્યું ધૂળમાં મળી જશે.

## બહેનો પર શ્રદ્ધા

બહેનોને કહું છું કે આજ સુધી તમે કંઈ કર્યું હોય કે ન કર્યું હોય તે ઠીક છે; પણ આજે એક વાત કહી દઉં કે મહાત્માજીએ મરદો કરતાં સ્ત્રીઓ પર વધારે ઇતબાર રાખ્યો છે. સ્ત્રીઓની શ્રદ્ધા પુરુષો કરતાં સાચી હોય છે. બહેનોને જે મારે કહેવાનું છે તે હું કાલે કહીશ કેમકે તે હમણાં કહીશ તો કેટલાક મરદોને દુઃખ લાગશે.

મરદોને કહું છું કે તમે તમારો ફાળો આપ્યો હશે–ઠીક ઠીક કામ પણ કર્યું હશે. પણ તમે ગાંધીજીને જેલમાં મોકલવા માટે જવાબદાર છો. જો મને આજે પકડશે તો તે માટે પણ તમે જ

જવાબદાર ગણાશો. મને પૂરી દે તેની અડચણ નથી પણ પછીથી તમે સૂઇ ન જતા. ગાંધીજીની પાછળ તમે ટોળેટોળાં ભેગા મળીને તેમને આશા આપી, માંદા દયાળજીભાઈ જેલની ઇસ્પિતાલમાં પડયા, કલ્યાણજી અને ડૉ. ધીઆ વગેરે જેલમાં ગયા તે બધા માટે તમે જવાબદાર છો.

તમે એમ તો નહિ જ કહી શકો કે એ બધા તમારા કરતાં વધારે મજબૂત અને ખડતલ છે–તેઓને બાજરો ખાવાની ટેવ છે અને તમે બધા ભજિયાં, ચા ને ચેવડો જ ખાઇ શકો છો! એટલા બધાને જેલમાં મોકલ્યા પછી ચેનબાજી કરવી તે બેવફાઇ છે, હરામખોરી છે.

## ઘેર શું સુખ બળ્યું છે?

તમારું દિલ તપાસી લેજો. તમને ઘેર શું સુખ બળ્યું છે? તમારી આબરૂ જ કયાં છે? આ આબરૂ બાંધવાનો વખત છે. ગુજરાતીઓ પોતાનો ઇતિહાસ લખાવી રહ્યા હતા, ત્યારે સુરત શું કરતું હતું? પાંચ પંદરને જેલ મોકલીએ તેથી કામ ઝટ પૂરું નહિ થાય. હવે તો સેંકડોએ ચાલ્યા જવાનું છે. સરકારનાં જેલખાનાંમાં જગ્યા નથી તે હું જાણું છું. જેલમાં જગા નહોતી તેથી એણે લાઠી ચલાવી, પણ પકડે ત્યાં સુધી જેલખાનાં ભરવાં જ પડશે. એ તો ખાલી ડર બતાવે છે. જેલમાં પૂરવા માટે પૂરતી જગ્યા જ નથી. એ તો બહારથી ધાક બતાવે છે, ખાલી પાખંડ કરે છે, જેલમાં કશું નથી. ત્યાં શું સાપ છે? વીંછી છે? તમે અહીં કાદવ કીચ્ચડમાં બેઠા છો, ત્યાં તો રાજમહેલ છે. જરા પણ ગંદકી નહિ. હું એ મહેલમાં જઇ આવ્યો છું, એટલે અનુભવથી કહું છું કે મેં એવું સુખ કદિ જોયું નથી.

## ચાર આનામાં બાદશાહી

સરકારને મારે માટે રોજનું ચાર આનાનું ખરચ થતું ને તેમાં હું બાદશાહી કરતો. મને ત્યાં જુવારના રોટલા ને ભાજી મળતી તેનું મને દુઃખ નથી. હું નાદાનને ઘેર મહેમાન ગયો એટલે તેણે મારું પોતાની સમજ પ્રમાણે સ્વાગત કર્યું. અમારામાંના ઘણાને સરકાર રોજના દશ આનાનો ખોરાક આપવાને તૈયાર હતી પણ અમારા બીજા ભાઈઓને ચાર આનાનો ખોરાક મળતો હોય ત્યારે અમે દશ આનાથી પેટ ભરવાની ના પાડી. અમે ચાર આનામાં મોજ કરી અને આજે જેઓ જેલમાં છે તેઓને ચાર જ આના મળે છે. અમને સરકારી અમલદારો મળવા આવતા ત્યારે તેઓ પૂછતા કે તમે દૂબળા કેમ થઇ ગયા? મેં જવાબ આપ્યો કે તમારી મહેમાનગિરીથી સ્તો! તમે અમને ચાર આનાનો ખોરાક આપો તેમાં અમે જાડા કયાંથી થઈએ?

## "નોકરૂં ખોઇ બેસશો"

સરકારના અમલદારોએ કહ્યું કે સરકારને લખીએ. મેં કહ્યું કે મૂંગા મૂંગા બેસી રહોને; નહિ તો ક્યાંક નોકરૂં ખોઇ બેસશો. સરકારની દાનત જ જેલમાં આપણને દુઃખ દેવાની અને બહાર માથાં ફોડવાની છે. પણ આ ખોળિયામાં સઘળાં દુઃખ સહન કરવાની શકિત છે. જ્યારે દુઃખ અસહ્ય થઇ પડે છે ત્યારે માણસ બેભાન થઇ જાય છે અને તેને દુઃખની ખબર પડતી નથી. આ શરીર માટીનું બનેલું છે. માટીના પૂતળાની પેઠે ફૂટી જવાનું છે. લાઠીથી માથાના ટુકડા થશે, પણ દિલના ટુકડા થવાના નથી. ચેતનને ગોળી કે લાઠી ઠાર કરી શકતી નથી. દિલની અંદરની સાચી વસ્તુને–આત્માને કોઈ હથિયાર અડકી શકતું નથી. સરકારના મોટા મોટા અમલદારો અને લાઠી માર-

નારા પણ મરી જવાના છે. પ્રાઇમ મિનિસ્ટર, વાઇસરૉય, ગવર્નર કે રાજાનાં શરીર પણ એક દિવસ માટીમાં મળી જવાનાં છે, તો પછી આપણે આ શરીર માટે ડરવાની શી જરૂર છે? ઇશ્વરે આપણામાં દુઃખ સહન કરવાની શક્તિ ભરી મૂકેલી છે. આ દુનિયામાં આવવા પહેલાં જ આપણે માતાના પેટમાં નવ મહિના રહીએ છીએ. એ ભયંકર કારાગ્રહનો અનુભવ દરેક સ્ત્રી–પુરુષ લઇને આવે છે, તો પછી સરકારનાં કેદખાનામાં ડરવાનું શું છે? ત્યાં તો હવા આવે છે, ખાવાના રોટલા મળે છે, ગંદકી નથી, ફરવાનું મળે છે. અરે, એ તો રાજમહેલ છે. કારાગ્રહનો જરાતરા ડર હોય, તો તે માતાના ગર્ભવાસનો ખ્યાલ કરીને કાઢી નાંખજો. ગુજરાતીઓને આવી વાત કરવી પડે તો લાજવું પડે. પણ હું તમારામાં જરાતરા ડર હશે, તો તે ખંખેરી કાઢવાનો છું ને કાલે સવારે તેની ચાવી બહેનોને બતાવવાનો છું.

તમે જાણો છો કે મારા જેવો કોઈ ભૂંડો નથી. સાવધ રહેજો. તમે મારા પર જે પ્રેમ બતાવ્યો છે તેનો હું બદલો લેવાનો છું. સુરત મારી પાસેથી કામ લેવા માગે છે તો હું પણ તમારી પાસેથી કામ લેવા માગું છું. હું હમેશાં બહાર રહીશ એમ ન માનતા. એક પગ તો હું જેલમાં જ મૂકીને આવેલો છું. પણ જે કરવાનું હશે તે બધું ચોકખું કરી જઇશ. હું જેલમાં ગયો તે પહેલાં ભરૂચમાં જ બધું ચોકખું કરી ગયો હતો.

## પૈસાદારો! પરદેશ જાઓ

જેની પાસે પૈસા ભરી રાખ્યા હોય તેઓ પૈસાના ગાંસડા બાંધીને પરદેશ ચાલ્યા જજો. અને જેને બીક લાગતી હોય તે જાત્રા કરવા ચાલ્યા જજો. આ દેશમાં મોટો યજ્ઞ સળગવાનો છે અને તેમાં ચંદનનાં કાષ્ટ બાળવાનાં છે. એ યજ્ઞ શરૂ થઈ ગયો છે. યજ્ઞની જ્વાળા સળગી ચૂકી છે. હવે તો દેવતા પ્રસન્ન

ન થાય, આપણાં બળિદાનથી રીઝીને ભગવાન માગ્યો વર આપવા તૈયાર ન થાય, ત્યાં સુધી એ યજ્ઞમાં બલિદાન આપવાં પડશે. એમ કર્યા વિના યરોડાની જેલમાં પુરાએલો સંત, જેના નામની તમે રોજ જય બોલાવો છો તે છૂટવાનો નથી. તમે સીધી રીતે નહિ જશો તો ધસડી ધસડીને લઇ જઇશ પણ મને ઉમેદ છે કે તમે હસ્તે ચહેરે જેલમાં જશો.

મુંબઇમાં હું કહી આવ્યો છું કે એને માર્શલ લૉથી રાજ કરવું હોય તો કરી લ્યે. એની પાસે બંદૂક સિવાય બીજી વાત નથી. સભ્યતા તો આપણને છેતરવાની છે. એ છૂપી રીતે બંદૂકના ડરથી જ રાજ કરે છે. પણ એને બંદૂકડીથી રાજ કરવું હોય તો તે ઉઘાડી રીતે કરે એવી તેને ફરજ પાડો કે જેથી સુધરેલી સરકારનું સ્વરૂપ દુનિયા જોઇ લે !

## ગવર્નરના આક્ષેપો

ગવર્નર સાહેબે ધારાસભામાં એક ભાષણમાં કહ્યું કે ગુજરાતમાં બધા ચોર અને ડાકુનાં તથા ખૂનીનાં કામ કરી રહ્યા છે–હિંસા કરી રહ્યા છે. સુરત જિલ્લામાં ૩ જણ ડૂબી મુઆ તે પણ આ લડાઇથી જ ! કેટલીક જગ્યાએ લુંટફાટ થાય છે તે માટે પણ સવિનય ભંગ જ જવાબદાર છે એમ ગવર્નર કહે છે ! હું ગુજરાતમાં આવ્યો ત્યારથી મારપીટ જોતો નથી. સઘળે અહિંસા અને શાંતિ પાળવામાં આવે છે. પોલીસ સિપાઇને કોઇ કાંકરી પણ મારતું નથી. લોકોની કંઇ ભૂલ મને જડતી નથી છતાં ગવર્નરે આવું ભાષણ કેમ કર્યું તે મને સમજાતું નથી.

ગવર્નરની બધી વાતો સાચી નથી. એને જુલમ કરવો છે તેથી સામા પક્ષમાં હિંસા છે એવો તે આક્ષેપ કરે છે. અહિંસા સામે બધાં હથિયાર બૂઠાં થઇ જવાથી સરકાર અકળાય છે.

પ્રજા પર જુલમ કરવાને સરળ થઇ પડે તે માટે લોકો હિંસા કરે છે એવો આરોપ મૂકે છે. પણ તમે ગાંડા કાઢશો નહિ. અહિંસાધર્મ પાળશો તો બંદૂકડી બોઠી થઇ જવાની છે.

ગવર્નર સાહેબ કહે છે કે જો કાયદા તોડવાનું ચાલુ જ રહેશે તો સખત હાથે કામ લેવું પડશે. હું કહું છું કે તેનો હાથ કોણે ઝાલી રાખ્યો છે? દાબવા હોય તેટલા દાબી દે. પણ ૩૩ કરોડના દિલમાં સળગેલો અંગાર ઓલવવાની ઇશ્વર સિવાય બીજા કોઇનામાં તાકાત નથી. ભગવાને આ ખેલ બનાવ્યો છે તેમાં કોઇ રાજથી ફેર થવાનો નથી.

## અહિંસા ધર્મ

તમે ચૂક કરી નથી અને કરી હોય તો તે સુધારજો. પોલીસના માણસને મારપીટ કરતા નહિ. તમે કોઇને કાંકરી પણ મારશો તો તે મારાથી સહન થશે નહિ. ગાંધીજી બહાર હોત તો હિસાબ માગત. પણ તે જેલમાં છે અને જો કોઈ ભૂલ કરશે તો ગાંધીજીને જેલમાં દુઃખ થશે. આપણી લડત સત્ય અને અહિંસાની છે. તેના પર કોઇ જાતનો ડાઘ લાગવો નહિ જોઇએ. જો સત્ય અને અહિંસાને ભૂલીશું તો દુનિયામાં આપણે મોં બતાવી શકવાના નથી, માટે હમેશાં અહિંસક અને નિડર રહેજો. તમારામાં ડર હશે તે હું રહેવા દેવાનો નથી. મને માણસોને નિડર બનાવતાં આવડે છે. પણ તમે ગાંડા ન કાઢશો. ગુજરાત પર મને વિશ્વાસ છે અને ગુજરાત અહિંસા ધર્મને છેવટ સુધી વળગી રહે એવો મારો આગ્રહ છે.

## કયો સિપાઈ ભૂખે મૂઓ?

કહે છે કે ગુજરાતમાં સરકારી નોકરોનો કડક બહિષ્કાર થાય છે, તેઓને ખાવાનું મળતું નથી! કયો સરકારી નોકર ભૂખે મરી ગયો? મને તો કોઈ ભૂખે મરવાની ખબર નથી. જો એમ

થશે તો મારે તેઓ માટે સદાવ્રત કાઢવાં પડશે. પણ હું જોઈ રહ્યો છું કે સરકારી નોકરો તો પ્રજા કરતાં વધારે જાડા અને તગડા જેવા છે.

કહે છે કે સરકારના નોકરોને કોઇ પાણી પાતું નથી. જો કોઈ સરકારી નોકર તરસે મરી જશે તો હું ગામડે પરબ મંડાવીશ. પણ કોઈનું ગળું સુકાયલું હોય એમ માલમ પડયું નથી. આપણે સરકારી નોકરોનો પડછાયો જોઇતો નથી એ તો ચોક્કસ છે. એ સામો આવે તો મોં ફેરવી લઇએ. કદાચ કોઇનો પડછાયો પડી જાય તો ઘેર જઇને નાહી નાખજો કેમકે સરકારનો નોકર હિંસાનો-અસત્યનો પ્રતિનિધિ છે. આપણે સત્ય અને અહિંસામાં માનનારા છીએ. હિંસા અને અહિંસા તથા સત્ય અને અસત્યને કદિ બનતું નથી. સરકારી નોકર ઉત્તરે જાય તો તમે દક્ષિણે જજો. એને જોતાં જ અવળા ફરી જજો. પણ જો તે વોરંટ લઈને આવે તો તે પછી તે કહે તેમ કરવાને તૈયાર થજો.

## " પટેલ સાહેબ "

પણ સરકારને પોતાના નોકરોની આટલી બધી દયા કેમ આવે છે ? એકવાર પટેલોને હડધૂત કરવામાં આવતા હતા, પણ હવે સરકારનો હુકમ બહાર પડયો છે કે તેમને 'પટેલ સાહેબ' કહેવા ! એ પટેલો આટલે વર્ષે સાહેબ કેમ બની ગયા ? એ લોકો સાહેબ બનશે તો તેમને વિલાયત મોકલવા પડશે. ખરી વાત એ છે કે, પટેલોએ રાજીનામાં આપ્યા તે પછી જ તેઓની આબરૂ વધી છે. હવે મામલતદાર પટેલ સાહેબને ખુરશી આપે છે. અગાઉ તેઓને પટાવાળા ધપ્પા મારતા હતા. હવે તેઓને ફાયદાની લાલચ આપવામાં આવે છે, અને કોઈ રડયોખડયો રાજીનામું ખેંચી લે છે, તો સરકાર તેનું જાહેરનામું બહાર પાડે છે.

સરકાર દર અઠવાડિયે વિલાયતમાં અહીંના મામલા વિષે એક ફતવો મોકલે છે. તેમાં તે જણાવે છે કે બેએક અઠવાડિયાંથી ગુજરાતમાં મંદું પડી ગયું છે. આ પરથી પાઠ શીખીને ક્યાં મંદી આવી છે તે શોધી કાઢજો, અને ઠંડું થયું હોય ત્યાં ગરમ કરી મૂકજો. સરકારના રિપોર્ટો ઘણા જુઠ્ઠા હોય છે તે હું જાણું છું. તે જુઠ્ઠું લખે તેની મને પરવા નથી, પણ મારી તમારી પાસે માગણી છે કે તમે બધી તૈયારી કરી રાખજો, મહાસભાના હુકમો માથે ચઢાવજો, મંદું પડવા ન દેતા, જાગ્રત રહેજો અને આ વાવટો જે તમે ફરકતો રાખ્યો છે તેને હરગીઝ નીચો પડવા ન દેતા.

## ગંભીર જવાબદારી

આ વાવટાને ઊડતો રાખવાની તથા ગાંધીજી અને બીજાઓને છોડાવવાની ગંભીર જવાબદારી તમારે માથે છે. સમાધાનીની મીઠી મીઠી વાતોથી ભોળવાતા નહિ. જ્યારે રાજ્ય કરવું અશક્ય થઈ પડયું છે એવી સરકારની ખાત્રી થશે ત્યારે જ તે બધાને છોડશે અને સમાધાની કરવા આવશે. હાલમાં તો તે એમ માને છે કે જો પ્રજા પર વધારે જુલમ કરશું તો બધું બેસી જશે. પણ સરકારની એ આશા તમે ખોટી પાડજો. તમારી ઇજ્જત વધી છે તે કાયમ રહે એમ ઇચ્છું છું. જેલમાં ગયેલા સુરતીઓ એમ જ જાણવા માગે છે કે સુરત પોતાની સૂરત જાળવી રહ્યું છે. આપણે જેલમાં ગયેલા ભાઈઓને પંદર પંદર દિવસે મળવા જઈએ છીએ. પંદર દહાડા થયા કે ગુણવંતબહેન હાજર થઈ જાય અને પુછે કે ડાકટર કયાં છે? એમ કરવાને બદલે તમે બધા જ જેલના મહેમાન થઈ જશો તો સુરતની અને દેશની આબરૂ રહેશે. હું આવ્યો છું ને પાછો જઇશ, પણ પછી શું? પછી બધું સૂઇ જશે કે?

## નામર્દનો ચહેરો જોતો નથી

તમે બહિષ્કાર સપ્તાહ ઊજવો છો ને પરદેશી માલનો બૉયકૉટ કરો છો. એ હવા ઠીક છે. પણ પરદેશી માલ સાથે તમારે કાયરતાનો ત્યાગ કરવાનો છે. હું નામર્દોનો ચહેરો જોતો નથી. આપણે તો મર્દોના ખેલ ખેલવાના છે. જાન ખીસામાં રાખીને ફરતાં શીખો કેમકે આપણે હિંદ માતાની ઇજ્જત રાખવાની છે. શરીર દૂબળાં હોય તેની પરવા નથી પણ કાળજાં વાઘનાં જોઇએ. ગાંધીજી દૂબળા છે પણ તે આખી સલ્તનતને ધ્રુજાવી રહ્યા છે. તેની પાસે કોઈ જાતનું હથિયાર નથી છતાં સલ્તનતને ધ્રુજાવનાર એ મહા પુરુષને દુનિયા જોઇ રહી છે. પરમેશ્વર પાસે હું એટલું જ માગું છું કે તમે બેવફા ન બનો અને જેની જય બોલાવો છો તેને પગલે ચાલી તમારી ઇજ્જત વધારો. પરમાત્મા તમારું કલ્યાણ કરો.

# ભાષણ ૧૭ મું

## સુરતની બહેનોને

[ તા. ૨૩-૭-૩૦ને રોજ સુરતની બહેનો આગળ આપેલું ભાષણ. ]

**બહેનો અને ભાઈઓ,**

કાલે રાત્રે મોડા સુધી તમે કીચડમાં બેઠાં હતાં અને શાંતિથી મારી વાત સાંભળી હતી એ તમારો પ્રેમ હું જોઈ શક્યો છું, પણ આજે તો તમે વરસાદમાં બેઠાં છો. મને ભય રહે છે કે તમે માંદાં પડી જશો ને દુઃખી થશો પણ તમારી આ પ્રેમની લાગણીથી હું રાજી થયો છું. એટલે તમને બે શબ્દો કહેવા ઇચ્છું છું. પણ તમને વધારે રોકવાં એ મને ગુનો લાગે છે, ઘાતકીપણું લાગે છે. કેટલીક બહેનો નાનાં બચ્ચાં સાથે છે, ને કેટલીક આ માંચડા નીચે ભરાઈ બેઠી છે, એટલે હું ટૂંકમાં જ બેચાર વાતો કહીશ.

### લક્ષ્મી અને કાયા નાશવંત છે

પહેલું તો હું એ કહું છું કે માલમિલકત-લક્ષ્મી બધું નાશવંત છે, એ આજે છે ને કાલે નથી. મોટો કરોડપતિ દેવાળું કાઢીને ભિખારી બને છે ને ભિખારી ઘડીકમાં તાલેવન બને છે. એટલે લક્ષ્મી કોઈની થઈ નથી, ને થવાની નથી. એ મિથ્યા વસ્તુ છે. પેટ ભરવાનાં સાધન તો બધાંને મળી રહે છે. કૂતરાં બીલાડાં માછલાં બધાં પેટ તો ભરે છે. પેટ ભરવું એ મોટી વસ્તુ નથી. અહીં આપણે કાદવમાં બેઠા છીએ, પણ ઘેર સુખે બેઠેલા છે તેમનું આપણે ઘેર પહોંચીએ ત્યાં સુધીમાં પણ શું થશે તે કહેવાય નહિ.

એટલે આપણે એવી વસ્તુની માયા છોડીએ. માયા તો ફક્ત એક વસ્તુની ને તે ભગવાનની જોઇએ. ભગવાન સાથે એકતાર થવું જોઇએ. અને ભગવાન તો ભક્તવત્સલ છે. એ તો દાસનો દાસ છે. જે ભગવાનનો દાસ છે તેનો ભગવાન દાસ છે, એટલે આપણે ભગવાનના જે દાસ હોય તેના દાસ થઇ રહીએ તો ભગવાન સાથે એકતાન થઇએ. ને એવો આ જગતમાં સાચેસાચો ભગવાનનો દાસ કોણ છે ? ( બહેનોનો જવાબઃ—મહાત્માજી. ) એ મહાત્મા જ ખરો ભગવાનનો દાસ છે. એને આખું જગત ધર્મિષ્ઠ માને છે. ખ્રિસ્તીઓ કહે છે કે એ ખરો ધર્મિષ્ઠ છે, એ ઇસુખ્રિસ્તને રસ્તે ચાલે છે. પારસીઓ કહે છે કે આવો જરથોસ્તને રસ્તે ચાલનારો સાચો ફીરસ્તો કોઇ જોયો નથી. કેટલાક મુસલમાનો પણ કહે છે કે એ તો પયગમ્બરને રસ્તે ચાલનાર છે. એટલે રામ-રહેમાન જે જગતનો કર્તાહર્તા ભગવાન છે તેનો એ દાસ છે ને તેથી આપણે તેના દાસ થઇએ.

## ઊનાં ભજિયાં કેમ પીરસાય ?

અને એ ગાંધીજીએ તમારા ઉપર વિશ્વાસ મૂકયો હતો. તમે એને શ્રદ્ધા આપી, તમે એની જય પોકારી, તમે એને ચાંલ્લા કર્યા ને હાર પહેરાવ્યા, તમે એને આશીર્વચન કહ્યાં; એ ગાંધીજીને સુરત જિલ્લામાંથી ઉપાડયા ને તે આજે જેલમાં છે. આ વખતે આપણે બેસી રહીએ તો આપણી લાજ જાય. આ વખતે તમારાથી ઘરની સગવડોમાં કેમ રહેવાય ? તમારાથી તમારા મરદોને ચાપાણી ને ભોજનો કેમ પીરસાય ? આ વખતે તમે મરદોને ઊની ઊની ને સગડી પરથી ઊતરતી રોટલી ને ભજિયાં ખવરાવો તો તમારી લાજ જાય.

એટલે તમને હું એ કહેવા માગું છું કે બધી બહેનોએ

ઘરની અંદર જેટલા લાયક ઉમ્મરના હોય તેમને બેસાડીને વાતો કરવી કે તમે હજી ઘરમાં કેમ બેસી રહ્યા છો ? ગાંધીજી તો જેલમાં છે, ને દેશનાં આગ લાગી છે ત્યારે તમે કેમ હજી ઘરમાં ભરાઇ રહ્યા છો ? આ કહેવાનું કારણ એ કે પુરુષોનાં દિલમાં મેલ છે, તેને મોહ છે, પૈસાની લાલસા છે, એટલે જ ગાંધીજીએ તમારામાં શ્રદ્ધા રાખી છે. તમને તો દુઃખ સહેવાની તાકાત ઇશ્વરે આપી છે. તમારા ઉપર ઇશ્વરે નિર્મેલા સંકટો તમે સહન કરો છો એથી વધારે સંકટ તમને આપવાની કયા મનુષ્યમાં તાકાત છે ? જે પ્રસવની પીડા સહન કરે તેને એથી વધારે બીજું દુઃખ શા હિસાબમાં ? તમે એવાં એવાં સંકટો સહન કરી શકો છો એટલે જ તમે જોગમાયા જેવાં છે, તેથી જ તમે શક્તિનો અવતાર છો.

## લડાઈમાં જા, નહિ તો બંગડી પહેર

એટલે તમારા ધણી જુવાન હોય ને ઘરમાં ભરાઈ રહેતો હોય તો એમને કહેજો કે લડાઇમાં જા, નહિ તો આ બંગડી પહેર. નામર્દની સ્ત્રી થવામાં શું ગૌરવ? નામર્દ સાથે લગ્ન કેવાં ? એટલે જો તમે પરણ્યાં હો ને તે પછી તમને ખબર પડે કે તમારા ધણી નામર્દ છે તો તેમને કહી દો કે આપણે ધણી-ધણીઆણીનો સંબંધ નથી, ભાઇ બહેનનો સંબંધ છે.

પણ ભાઇબહેનના સંબંધમાંએ બીજું શું હોય? બહેનો જ ભાઈને કંકુના ચાંલ્લા કરીને લડાઈમાં મોકલે. દેશમાં હાક પડે તે વખતે બહેનો જ વીરને વિદાય આપે અને એવી એક બહેન રવિ-શંકરની છે. એ રવિશંકરને હું ત્રણત્રણ વાર જેલમાંથી છોડાવી લાવ્યો છું પણ આ વખતે તો તેની બહેનને પણ શૂર ચડયું ને તેને એક વાર પાંચ અઠવાડિયાંની સજા થઇ. પણ સરકારે જોયું કે આ તો પાછી છૂટીને આવશે ને ઊભી રહેશે એટલે તેને વધારે સજા કરી. બીજી ત્રણ બહેનોને પણ પકડી છે. પણ એ તો ખેડૂતોની બહેનોની વાત થઈ.

પણ બીજાં એક બહેન છે તે દાદાભાઇની પૌત્રી છે. હું મુંબઇ જતો હતો ત્યારે એણે મને ચિઠ્ઠી મોકલેલી કે હું તમને મળવા આવીશ પણ મળી શકાશે કે કેમ તે શંકા છે કેમકે તમને પાલગઢ સ્ટેશને પકડશે. આ ચિઠ્ઠી એક માણસે રાત્રે મને ઊંઘમાંથી જગાડીને વલસાડ સ્ટેશને આપી. મેં કહ્યું તું અહીં શું કામ આવ્યો ? જા જઇને એને કહે કે હું પકડાઇશ તે પહેલાં તું જ પકડાઈ જશે. ને ખરેખર બીજે દિવસે એ બહેન પકડાઇ ગઇ. બીજી એક બહેન અમદાવાદમાં પીઠાં પર પહેરો ભરે છે. ને ત્રીજી એક બહેન અહીં છે, તે તો હું આ સભામાં નહિ આવું એમ માનીને મને તેડવા આવી હતી. પણ વરસાદથી હું પાછો પડું તેવો સુંવાળો જેલમાં જઇને નથી થઈ આવ્યો. હજી આજે પણ ભાતની રોપણી થતી હોય તો મને ખેતરમાં રોપણી કરવાનું મન થઈ જાય. ખેડૂતો તો વરસાદમાં જ કામ કરે. એ જ ખરા માણસો છે. એને મહેનત કરીને અનાજ ખાવું છે પણ આજે એ ખરા માણસોની સતામણી ચાલે છે. પોલીસ તેને સતાવે છે, સરકાર તેને સતાવે છે એ તમને ખબર છે ?

## મર્દોને કહો કે બહાર નીકળો

એટલે તમે તમારા મર્દોને કહો કે ઘરમાંથી હવે બહાર નીકળો ને મહાસભાના હુકમો પાળો, હવે બેસી ન રહેવાય. તમારે વિશ્વાસે ગાંધીજી જેવો પુરુષ જેલ ગયો. એને કાઢવા ઘરદીઠ એક એક માણસ જોઇએ. જે બહેનો હિમ્મતવાળી હોય તે પણ હવે નીકળી પડે. તમે તમારા લાયક ઉમ્મરના મર્દોને કહેજો કે પેલો અહીં આવ્યો છે તે તો આવું કહે છે.

## ચાર થપ્પડ મારજો

તમે તમરા મર્દોને કંકુનો ચાંલ્લો કરજો ને કહેજો કે જાઓ લડાઇમાં. જો તેમ કરતાં તેઓ મોં મચડે તો ચાર થપ્પડ

મારજો. ને ઘરમાંથી બહાર કાઢીને કહેજો કે ગુજરાતમાં હવે નિર્માલ્યો ન જોઈએ. અત્યાર સુધી ગુજરાતમાં નિર્માલ્યો હતા. ગુજરાતની શાખ એવી હતી કે ગુજરાતમાં તો વેપારીઓ રહે છે, દલાલો રહે છે. ગુજરાતમાં શોખીનો રહે છે. ગુજરાતમાં મરણિયા રહે છે, એવી ગુજરાતની ખ્યાતિ અત્યાર સુધી નહોતી, એવું નામ નહોતું. પણ આજે તો ગુજરાત જગતમાં ઓળખઈ ગયું છે, ઇતિહાસને પાને ચડયું છે. ઊંટડી અને ધરાસણાએ આખી દુનિયામાં નામના મેળવી છે નહિતર ધરતીને ખૂણે પડેલાં ઊંટડી ને ધરાસણાને કોણ ઓળખતું હતું? એ ખ્યાતિ માટે આપણે મગરૂર થવું જોઈએ.

પણ હવે એ પ્રખ્યાતિ મેળવ્યા પછી પાછું લખાય કે ગાંધીજી જેલમાં બેઠા પછી બધું ઠંડું પડી ગયું તો એ શરમાવનારૂં થઈ પડે. ને તે કરતાં તો આ તાપીમાં પૂર આવ્યું છે તેમાં આપણે ડૂબી મરવું જોઈએ. અને એમાં ડર શાનો? આપણે તો ભગવાનને ખોળે બેઠા છીએ. એને ખોળે બેસનારને મારનાર દુનિયામાં કોણ છે? આ દેહ તો માટીનો છે, ને તે માટીમાં મળી જશે. આત્મા અમર છે તે તો અમર જ રહેશે. દેહ પડશે તો એ ભગવાન પાસે પહોંચશે.

હવે સરકારે બાજી બદલી છે. એ લોકોનાં માથાં ફોડે છે. ભલે એ માથાં ફોડે, ભલે એ ખોપરી ફોડે. ફોડીને થાકશે. લાઠી વડે જગતમાં કોઇએ રાજ નથી કર્યું. જ્યારે એને ભાન થશે કે હિંદુસ્તાનના પોચા લોકો પણ આવા મરણિયા થયા છે ત્યારે તેનો રોષ ઊતરી જશે, એનો ગુસ્સો શમી જશે ને એ સમજશે કે હવે આ લોકોને આપવું પડશે. આપણે બેઠી શકિત બતાવીશું ત્યારે એ કહેશે કે હુંએ થાકયો ને તમેએ પણ થાકયા હશો માટે હવે આનો રસ્તો કાઢો. ત્યારે એને ખબર પડશે કે આ

લોકો જે કરે છે તે ધર્મનું કામ છે; સ્વરક્ષાનું કામ છે. કેમકે સ્વરક્ષા એ ધર્મ છે, અને એ ધર્મને માટે આપણને મરણિયા થયેલા જોશે ત્યારે જ તેને થશે કે આ લોકો સાથે આમ ન વર્તવું જોઇએ. અને તેમ થશે ત્યારે જ નિકાલ થશે ને સમાધાની થશે. અત્યારે સમાધાની નહિ થાય. એ તો બધી વાતો છે.

## મોજશોખ છોડી સંયમ શીખો

હવે મારે તમને કહેવાનું એ છે કે તમે મોજશોખ છોડજો, વારતહેવાર પર્વ કે દિવાળી આવે ત્યારે તમે સમજી જજો કે આ વારતહેવાર કે પર્વ કે દિવાળી અત્યારે નથી. એ મોજશોખ પાછળ ખરચાતા પૈસા બચાવજો અને જ્યારે સંકટ વખતે પૈસાની જરૂર પડે ત્યારે આપજો. કેમકે મારું માનવું છે કે લડાઈ હજી લાંબી ચાલશે. જેમ ભોગ વધારે આપીએ તેમ જલદી અંત આવશે એ ખરું, પણ તે માટે મોજશોખ છોડવા જ જોઇએ, ને સંયમ શીખવો જોઇએ.

## દિવાન મનુભાઈની દીકરી

અને આજે તો કંઈ એકલા મુંબઇમાંથી જ જેલમાં જાય છે એમ નથી. આખા દેશમાં એમ જ છે. બધા પ્રાંતોમાંથી રોજ જેલમાં જનારાઓની ખબરો આવ્યા જ કરે છે. મુંબઈમાં પહેલાંના વડોદરાના દિવાન મનુભાઇની દીકરીએ આજે સરદારી લીધી છે. આવી બહેનો સરદારી લે એ કંઈ જેવું તેવું નથી.

અને નાનકડા આંધ્ર પ્રાંતમાં તો આજે ખાદીની ટોપી નથી પહેરાતી. એ ટોપી પહેરવા માટે જેલમાં મોકલવામાં આવે છે. એ ટોપી માથેથી થપ્પડ મારીને ઉડાવી લઇને બાળી મૂકવામાં આવે છે. એક વાર ગાંધીજી રાજકોટ ગયા હતા. ત્યારે એક વડિલ બંધુએ ગાંધીજીને કહ્યું: " એ બધું તો ખરું પણ રેંટિયો

કાંતવો એ તે મુછાળાનાં કામ છે ? અમે તો તલવારવાળા." પણ આજે આંધ્રમાં જુઓ તો એ રેંટિયો તલવાર થઈ પડયો છે. મુછાળાઓને કહું છું કે ત્યાં જાઓ અને ખાદીટોપી પહેરો એટલે તરત જ જેલમાં બેસાડી દેશે. કારણ કે એ રાજ કરનારા કંપની સરકારના વારસો છે અને એ કંપની સરકારે હિંદના કાપડ ઉદ્યોગનો નાશ કર્યો છે, કારીગરોના અંગુઠા કાપ્યા છે. એટલે એ ઉદ્યોગને સજીવન કરવા માટે રેંટિયો કાંતો, નિયમિત કાંતો. જે બહેન પૈસાદાર હોય તે ગરીબને પૈસા આપીને કંતાવો પણ પરદેશી કાપડનો તો ત્યાગ જ કરજો. જેટલું હોય તેટલાથી ચલાવજો, પણ નવું કપડું ન લેશો. મેં આ પહેરણ પહેર્યું છે તેને થીંગડું મારેલું છે, એ થીંગડું મેં જેલમાં મરાવ્યું છે ને તે જ હું પહેરું છું. જેલમાં મેં આઠ શેર સુતર કાંત્યું હતું. હજી વખત મળે તો એ જ ધંધો કરું. એટલે તમારા જ સુતરનું કપડું બનાવો, ન બનાવાય તો ફાટયાંતૂટયાં પહેરવાં પણ નવાં ન લેવાં.

## સ્ત્રીનું ભૂષણ

સુરતની બહેનો નાજુક કહેવાય છે. પણ એ નાજુકાઈ દિલની જોઈએ, કપડાંની કે બદનની નહિ. સ્ત્રીઓએ એવાં કપડાં પહેરવાં જોઇએ કે એને જોનાર કોઇ પણ પુરુષને, જો તે મોટી વયની હોય તો માતા તરીકેનો ભાસ થાય, સરખી વયની હોય તો તેને જોઇને બહેન તરીકેનો ખ્યાલ આવે ને નાની બાળકી હોય તો તેને જોઈને પુત્રી તરીકેનો પ્રેમ ઉત્પન્ન થાય. એવાં કપડાં પહેરવાં એ સ્ત્રીનું ભૂષણ છે. અને એનું જ નામ કપડું કહેવાય. એવાં કપડાં પહેરે તે દેવી કહેવાય.

## નામર્દ ન કહેવડાવો

આ સંદેશો તમે ઘેરઘેર કહેજો, એ જ હું તમને કહેવાનો

હતો. કાલે ભાઇઓ બેઠા હતા, તેમને માઠું ન લાગે તેથી મેં આ બધી વાતો ન કરી. પણ હું તો ઘેરઘેર ઝઘડા કરાવવાનો છું. તમારી પાસે તેમને કહેવડાવીશ કે જાઓ નીકળો, બહાર જાઓ, લડાઇમાં જાઓ, લાઠી ખાવા જાઓ, ગોળી ખાવા જાઓ, પણ નામર્દ ન કહેવડાવો.

ગુજરાતમાં નામર્દો ન જોઇએ, શરાબ પીનારા ન જોઇએ. ત્યારે ગુજરાતનું વાતાવરણ સાફ થશે, ત્યારે ગુજરાતમાં ધર્મની આબોહવા આવશે, ત્યારે ગુજરાતમાં પુણ્ય સંચાર થશે ને એ પુણ્યભૂમિમાં ગાંધીજી પાછા આવશે ત્યારે આપણે ગુજરાતની આબરૂ રાખેલી કહેવાય. માટે આ મેં કહ્યું તેનું મનન કરજો. અને તેનું પાલન કરવાનો પ્રયત્ન કરવાની બુદ્ધિ ઇશ્વર તમને આપો એવી પ્રાર્થના કરીને હું તમારા પ્રેમ માટે ફરીથી તમારો આભાર માનું છું.



# ભાષણ ૧૮ મું

## સુરતના વિદ્યાર્થીઓને

[ આજના કૉલેજિયનોની અને બીજા વિદ્યાર્થીઓની આ લડતના સમયે શી ફરજ છે એ બતાવતું સુરતના વિદ્યાર્થીઓ સમક્ષ તા. ૨૩-૭-૩૦ ને રોજ આપેલું ભાષણ. ]

**વિદ્યાર્થી ભાઇઓ,**

કુટોકટીના વખતે તમારા ધર્મ વિષેના મારા વિચારો તમે જાણ્યા હશે, તેમ મહાસભાના ઠરાવો પણ જાણ્યા હશે; છતાં તમે મને બોલાવ્યો છે એટલે બે શબ્દો કહીશ. મુંબઇના વિદ્યાર્થીઓએ મને બોલાવ્યો હતો, તેમને મેં સખત ઠપકો આપ્યો કે તમને કેવળ ભાષણો સાંભળવાનો એક ખોટો ચાળો થયો છે. તમને તેમ કરવાનો વખત છે, પણ મને નથી. આવો ઠપકો દઇને હું ત્યાંથી ભાગી ગયો હતો. પણ તમે તો ઘરના છો, મારા પોતાના છો. તમારી આંખ ઉપરથી ને સિકલ ઉપરથી હું જાણી શકું છું કે તમારામાં કેટલી શકિત છે. પણ હું તો ખેડૂત છું. મને ઘરની એબ ઢાંકતાં આવડતી નથી હું તો જેવી હોય તેવી વાતો કરનારો રહ્યો એટલે મારા શબ્દો આકરા લાગે તો પણ સાંભળજો.

### સરકારની ધમકી

કાલે મુંબઇ સરકારે ઠરાવ બહાર પાડયો છે કે સ્થાનિક સંસ્થાઓ અને મ્યુનિસિપાલિટીઓ સરકારથી જન્મેલી સંસ્થાઓ

છે એટલે એ સંસ્થાઓને સરકારે ચેતવણી આપી છે કે જો આ લડતમાં સાથ આપશો તો ગ્રાંટ બંધ કરીશું. આ કંઇ નવું ન હતું. ૧૯૨૧ માં આ પ્રકરણ જુદા રૂપમાં હતું અને સરકારી ગ્રાંટો છોડવા આપણે લડયા હતા, પણ આજે ઊલટું પ્રકરણ થયું છે કે એમાં જો ભણવું હોય તો આ રાજ અમર રીતે ચાલે. આ ઉપરથી તમે સમજી લો કે ત્યાં કેવું શિક્ષણ મળતું હશે.

તમે કહો છો કે કૉલેજમાં ભણતાં ભણતાં બે કલાક મહાસભાને આપીશું તમારી પાસે રહ્યું શું હોય કે તમે આપવાના? આખો વખત અંધારામાં રહેનારો બે કલાક અજવાળું પાડવાની વાત કરે ત્યારે હું તો કહું કે જા જા, હવે તું શું અજવાળું પાડવાનો? નકામો પગ ભાંગીશ. ઘેર ચાલ્યો જા.

## વિદ્યાર્થીઓને બંગડી પહેરાવી દો

મહાસભા કહે છે કે વિદ્યાર્થિઓએ કૉલેજમાંથી બહાર નીકળી જવું. તમારામાં બહાર નીકળવાની તાકાત જ કયાં છે? મેં સાંભળ્યું છે કે સુરતમાં બહેનો કૉલેજનું પિકેટીંગ કરતી હતી, તેમની કૉર્ડન તોડીને વિદ્યાર્થીઓ કૉલેજમાં ભણવા ગયા! આમ જે બહેનોથી પણ ન લાજ્યા તે મહાસભાને માટે શું કરવાના? હું તે વખતે હોત તો એ બહેનોને કહેત કે એ વિદ્યાર્થીઓને એક એક બંગડી પહેરાવી દો. મેં આ વાત સાંભળી ત્યારે મને શરમ આવી કે જે ગુજરાતમાંથી ગાંધીજીએ ઐતિહાસિક કૂચ કરી, છેક અમદાવાદથી દાંડી લગી જ્યાં પગે ચાલીને આવ્યા, તે ગુજરાતના વિદ્યાર્થીઓ આટલા નમાલા? ગાંધીજીની ઐતિહાસિક કૂચ વખતે તમે તેની જય બોલાવતા હતા અને હવે નામર્દ કેમ બનો છો? જે વખતે બધા જેલમાં પડયા હોય, જે વખતે મહાસભાની હાકલ પડી હોય, તે વખતે તમને કૉલેજમાં બેસતાં શરમ નથી આવતી? જો મારા હાથમાં એનો કારભાર હોત તો હું એ

કૉર્ડન તોડીને જનારા પ્રોફેસરોને ને વિદ્યાર્થીઓને કાનપટ્ટી પકડીને ધક્કા મારીને કહ્યું કે તું શું શીખવવાનો ? જે પ્રિન્સીપાલ બહેનોની કૉર્ડન તોડી તે પ્રિન્સીપાલના હાથ નીચે શીખતાં અને એ કૉલેજમાં બેસતાં તમને સૂગ નથી આવતી ? તમે ઈંગ્લાંડનો ઇતિહાસ વાંચો છો. પરંતુ તમારામાં ઈંગ્લાંડના વિદ્યાર્થીઓ જેવી બહાદુરી ક્યાં છે ? મર્દ તો રાડ પડે ત્યારે મેદાનમાં જ હોય. જે પ્રિન્સીપાલ ને પ્રોફેસરો બહેનોને ધક્કા મારીને કૉલેજમાં ભણાવવા જાય એના હાથ નીચે શિક્ષણ લેનાર તમે શું કરવાના હતા ? એના બે કલાક શું કરવાના ? એને હું મોકલું કે ગામડામાં જાઓ ત્યાં ખેડૂતો ખૂબ જુલમ સહન કરે છે. પણ તમે બે કલાક જઇને શું કરો ?

## જીવસટ્ટાના ખેલ છે

અને સરકારની પેલી નોટીસ તો હજી પહેલું પગરણ છે. ગુજરાતમાં હજી શરૂ નથી થયું. ગંટુરમાં તો ખાદીની ટોપી પહેરનારની ટોપી ઉતારીને દિવાસળી ચાંપે છે. અહીં પણ એવો વખત આવશે ત્યારે તમે શું કરવાના ? અહીંની મ્યુનિસિપાલિટી ઉપર મારે હાથે રાષ્ટ્રધ્વજ ચડાવ્યો છે અને તમે કહો છો તેમ તમે અહીંની નિશાળો પર રાષ્ટ્રધ્વજ ચડાવ્યો છે. પણ હવે નોટીસ આવી છે. હવે શું થશે તે જણાશે. આ ભાઇ હમણાં કહી ગયા કે વિદ્યાર્થીઓ પ્રાણ આપવા તૈયાર છે ! પણ તમારામાં પ્રાણ હોય તો આપો ને ? તમારામાં રહ્યું છે શું કે તમે આપો ? આ કંઇ નાટક જલસાના ખેલ નથી, આ તો જીવસટ્ટાની લડત છે. ચીનગારી હોય ત્યાં ભડકો થાય. એવી ચીનગારી જોઇશ ત્યાં હું ભડકો કરીશ. પણ રાખ હશે ત્યાં શું થવાનું ? એમાં ફૂંક મારું તો મારી આંખમાં રાખ ઊડે.

એ પ્રાણ તો ખેડૂતોમાં છે. તેમની સાથે હું ભળીશ. જ્યાં ખલાસ થઇ ગયું હોય તેની પાસે શું મળે ? મુંબઇમાં તો મેં કહ્યું કે

ઈન્કીલાબ ઝીન્દાબાદની મોટી બૂમો પાડનારા તમે, ને જવાહરલાલને જેલમાં મોકલનારા પણ તમે જ. તમારા વેગથી એ પ્રેરાયો અને હવે તમે કૉલેજમાં જઈને બેસો છો! તમારું વરસ બગડે છે એમ? અરે! વરસ તો શું, પણ તમારી આખી જિંદગી તો બગડી ચૂકી છે. બહેનોની કૉર્ડન તોડીને કૉલેજમાં ગયા એ તમારી જિંદગી બગડી ચૂકી. તમારા નામ ઇતિહાસમાં લજવાશે.

## કૉલેજમાં જનારાઓ કન્યા જ છે

મારા હાથમાં જો હોય તો હું તો કાયદો કાઢું કે આવે વખતે કૉલેજમાં જનારને કોઈ કન્યા જ ન આપે. એ કૉલેજમાં જનારાઓ બધી કન્યાઓ જ છે ને કન્યા સાથે કન્યાનાં લગન ન થાય! મરદ સાથે જ થાય. એમનાં છોકરાં જ્યારે જાણશે ત્યારે ચોધાર આંસુએ રડશે કે દેશમાં જ્યારે આગ લાગી હતી, જ્યારે મરદો મેદાને પડયા હતા, ત્યારે બાપા તો કૉલેજમાં ભણતા હતા! આ વસ્તુ એવી છે કે હવે વાતોને સ્થાન નથી. એક જ માર્ગ જોઇએ અને તે માર્ગ પસંદ કરો.

## ચાદર ઓઢીને સૂઈ જાઓ

નોટીસ આવશે કે વાવટા ઉતારો. તે વખતે વિદ્યાર્થીઓ શું કરે છે તે જોવાનું છે. તે વખતે તમને એમ વિચાર થાય કે કંઇ નહિ, આપણે શું, એ તો લડનારા લડે છે. આપણે આપણું વરસ શું કામ બગાડીએ? તો એ બધું ખોટું. એવા બે કલાકથી કંઈ ન વળે. ગામડે ગામડે ફરનારા જોઇએ. જો તમારાથી તે ન થાય તો કંઇ નહિ. ઘેર બેસી રહો, ચાદર ઓઢીને સુઇ જાઓ પણ ત્યાં (કૉલેજમાં) ન જશો. તેમ કરવામાં તમે મહાસભાના ઠરાવનો ભંગ કરો છો.

## ઈન્કીલાબ ઝીન્દાબાદના બૂમો

મહાસભાનો ઠરાવ તમે જાણો છો. કલકત્તામાં કૉલેજની લડતને પરિણામે ઉર્મિલા દેવી જેલમાં ગઇ, એ વિદ્યાર્થીઓને પાપે

જેલમાં ગઇ. હું જાણું છું કે તમારા મનમાં એમ છે કે ન જવું જોઇએ, પણ હિમ્મત નથી, તાકાત નથી. હું એવો એકે વિદ્યાર્થી નથી જોતો કે જેના મનમાં એમ ન હોય કે કૉલેજમાં જવું ઠીક નથી. પણ એ નબળાઈ ઢાંકવા દલીલો કરે છે કે અભ્યાસ સાચવીને બે કલાક મહાસભાનું કામ કરીશું. સુભાષ બાબુએ લાહોરની મહાસભામાં ઠરાવ વખતે એવો સુધારો મૂકયો હતો કે અદાલતોનો બહિષ્કાર કરવો. વકીલાત ને શાળાકૉલેજો છોડવી. ગાંધીજીએ ને મેં એનો વિરોધ કર્યો. ત્યારે તેમને નવાઇ લાગી કે અમે કેમ વિરોધ કરીએ છીએ. મેં કહ્યું અમને એ બધું પસંદ છે. અદાલતો બંધ થાય ને વકીલો વકીલાત બંધ કરે તથા શાળા કૉલેજો બંધ થાય એ અમને તો ગમે, પણ એ શું છૂટવાનું ? વકીલોની ને વિદ્યાર્થીઓની સિકલ તો જુઓ. એટલે નકામી શીદ એબ ઉઘાડો છો ? જેનામાં અગ્નિ છે તે તો નીકળશે. પણ તેમણે મને કહ્યું કે ઈન્કીલાબ ઝીન્દાબાદની સૌથી મોટી બૂમો તો એ જ પાડે છે. પણ મેં કહ્યું કે અગ્નિ નથી તેથી જ બૂમો પાડે છે. અગ્નિ હોત તો બૂમ પાડવી ન પડત, પણ એ ચેતન હોલવાયું છે તેની એ બૂમો છે. પણ હવે એ વખત નજીક આવે છે કે જ્યારે એમને એમ આબરૂભેર નહિ નીકળો તો આબરૂ ખોઇને નીકળવું પડશે. હજી તો સરકાર વીફરી નથી, એનો ડોળો જ્યારે ફાટશે ત્યારે જોજો ધાણી ફૂટે તેમ માણસ મરશે ત્યારે જોજો. ત્યારે તમે કૉલેજમાં જઇને શું કરશો ? અંગાઉ કૉલેજ તો આપણે ઉભી કરી હતી ને પાછી કરીશું. એટલે જો મારી પાસે મુબારકબાદી જોઇએ તો મુબારકબારીને લાયક કામ કરો ત્યારે બોલાવજો.

## શક્તિ પ્રમાણે કામ કરજો

તમારી શક્તિ પ્રમાણે કામ કરજો. એમ ન માનશો કે તમે કુમળા છો ને બીજા ખડતલ છે. સુરતના જે જેલમાં છે તે સુરતીઓ છે, મૂઠી હાડકાનાં માણસો છે, ગરમ ગરમ ઊતરતી રોટલી ને

ભજિયાં ખાનારા છે, પણ છતાં તે પાછા હઠે તેવા નથી. ત્યાં તો ચાર પૈસાનું ખાવા મળે છે, જુવારના રોટલા મળે છે. પણ ત્યાં રહીને એ તો વાઘ જેવા થઇને આવશે.

અને આજે સરકારે એક નવો ઢંઢેરો કાઢયો છે. તે રોજ ને રોજ ઢંઢેરા કાઢયા જ કરે છે. તેને બતાવવું છે કે ચળવળ તૂટી છે. તેઓ કહે છે કે ગુજરાતમાં હવે ઠંડું પડતું જાય છે. ને ચળવળ ગુજરાતમાં પાછી હઠતી જાય છે, પણ હું કહું છું કે ચોમાસાની મોસમ જવા દે. પછી જોઈ લેજે. એના મનમાં એમ છે કે આ માણુસ ધાંધલ કરે છે તેને પૂરી દઇશું એટલે બધું ટાઢુંટપ. પણ હું પુરાતા પહેલાં ખેડૂતોને એવો મંત્ર આપતો જઈશ કે એને જંપવા જ ન દે. તમે બહાર હો તો એ બધું કહી શકો ને કરી શકો. પણ બે કલાકમાં શું કરો? તમને કહું કે સાઈકલોસ્ટાઇલ ઉપર પત્રિકા કાઢો તો તમે શું કરો? બીજે દહાડે જેલમાં જવું પડે. તો બે કલાક કયાં રહ્યા? બે કલાકના સિપાઇને વાગે તો એનું શું થાય?

## તાપીમાં ડૂબી મરો

હું બહેનોને તો કહી આવ્યો છું. આટલામાં જેમની બહેનો કે માતાઓ સભામાં હશે તે ઘેર ગયા પછી એ સંદેશો પહોંચાડશે એટલે ઘેરઘેર ઝઘડો થશે. હું એ ઝઘડો ઘેરઘેર કરાવીશ. નાહક ગુજરાતનું નામ શું કામ લજાવો છો? જો તમારાથી બીજું કંઇ ન થાય તો તાપીમાં પૂર આવ્યું છે તેમાં ધડાધડ પડો કે એટલો ભાર ઓછો.

અને તમે કૉલેજોમાં જઇને ભણવાના શું? અહીં જે ચાલે છે તે ભણો તો બહુ થઇ જશે. તમે કૉલેજમાં શું ભણો છો? પારકા દેશના લોકોએ કેવી બહાદુરી કરી. તેમના બાપદાદાએ કેવી

ગોળીઓ ખાધી ને તમારા બાપદાદાને કેમ ગુલામો બનાવ્યા તેનો ઇતિહાસ કૉલેજોમાં ભણશો ? એમાં તમને શું રસ પડશે ? ખરું ભણતર તો આજે દેશમાં છે. આજની લડત એ જ સાચું શિક્ષણ છે. મારાં આ વેણ કડવા લાગશે પણ જો જેરવાય તો તે પ્રમાણે વર્તજો ને ઇશ્વર તમને એ જેરવવાની સદ્‌બુદ્ધિ આપો. ને પ્રભુ તમારું કલ્યાણ કરો એ જ મારી પ્રાર્થના છે.

---

# ભાષણ ૧૯ મું

## બારડોલીના ખેડૂતોને

[ સરદાર છૂટયા પછી આજે પહેલી જ વખત બારડોલીમાં પગ મૂકે છે. બારડોલી એ તો સરદારશ્રીની રાજધાની. એટલે બારડોલીનાં સરદારપ્રેમી નરનારીઓ આજે આનંદોત્સવ ઊજવે એમાં શી નવાઇ ? સુરતથી ઊપડયા ત્યારથી ગામેગામથી, ખૂણેખૂણેથી માણસો નજીકનાં સ્ટેશને ઊભરાવા લાગ્યાં અને જ્યારે સરદાર બારડોલીના સ્ટેશને ઊતર્યાં ત્યારે તો આખું વાતાવરણ ગગનભેદી જયનાદોથી ગૂંજી રહ્યું.

બારડોલીનો એ તારણહાર છે. છ છ માસના વિયોગ પછી મળતાં લોકોની આંખમાંથી હર્ષાશ્રુ વહી જતાં હતાં અને સરદાર પણ એ ભલાભોળા ખેડૂતોના હાર્દિક પ્રેમથી કોઈ અપૂર્વ આનંદ અનુભવતા હતા. તરત જ સરઘસ નીકળ્યું અને સ્વરાજ આશ્રમમાં એક ગંજાવર સભા થઇ. સ્ત્રીઓની હાજરી પણ ઘણી જ મોટી સંખ્યામાં હતી. એ પ્રચંડ લોકસમૂહ આગળ તા. ૨૩-૭-૩૦ને રોજ સરદારશ્રીએ આપેલું ભાષણ. ]

ભાઈઓ તથા બહેનો,

આટલી બધી પ્રતિકૂળ ઋતુમાં, આટલા બધા કાદવ-કીચડમાં પણ તમે અગવડો સહન કરી મારું ભાષણ સાંભળવા આવ્યા છો તથા મારું સ્વાગત કર્યું છે તે માટે તમારો આભાર માનું છું.

બારડોલીમાં મારું સ્વાગત ન હોય. કેટલાક મહિના પછી હું મારે ઘેર આવ્યો છું. હું મારા ઘરની સ્થિતિ તપાસવા તથા તમારા ચહેરા જોવા આવ્યો છું. હું એ જોવા માગું છું કે તમારા ચહેરા ઉદાસ છે કે પ્રાણવાન છે? તમારામાં ઉત્સાહ છે કે મરી ગયા છે? મારી ગેરહાજરીમાં તમે શું શું કર્યું છે તેની મને ખબર નથી. સરકારે મને આટલો વખત છૂટો રાખ્યો છે તેથી તમારા દર્શન કરવાને અહીં આવ્યો છું, તમે હવે એવી આશા ન રાખશો કે હું અહીં રહેવાનો છું. કારણ કે મારે માથે હિંદુસ્તાનની જોખમદારી નાખવામાં આવી છે. અને વળી સરકાર પણ મને છૂટો નહિ રાખે. સરકાર પણ સમજી ગઇ છે કે આ માણસને છૂટો રાખવો જોખમકારક છે.

## એક પાઇ પણ ન અપાય

આજે મારે કાંઈ નવું કહેવાનું નથી. મારે જે આપવાનું છે તે તો હું ક્યારનોય ખેડૂતોને આપી ગયો છું. મારા પાઠો બારડોલી ન પચાવે તો બીજાને હું શું કહું? હું તો ગુજરાતના ખેડૂતોને એક જ વાત કહી રહ્યો છું કે તમારાથી જમીન મહેસૂલમાં એક પાઇ પણ ન અપાય. પછી ભલેને સરકાર તોપ—બંદૂક—ફાંસી જે લાવવું હોય તે લાવે. સરકારને કોઇ પણ રીતનો સાથ ન અપાય.

તમારાં છોકરાં "પોલીસ બચ્ચો હાય હાય" બોલે છે એથી મને દુઃખ થાય છે. જો બારડોલીમાં એવું બોલાય તો હું જરૂર માનું કે

બારડોલીની તાકાત ઓછી થઇ ગઇ છે. પોલીસો આપણા દુશ્મન નથી. આપણે તેમના પર રોષ કાઢશું તો ભીંત ભૂલીશું. મન, વચન કે કર્મથી કોઇની લાગણી દુખવ્યા વિના ચાલવું એ સાચી અહિંસા છે. જો તમે ગમે તેવું બોલો તો મારે કહેવું પડે કે તમે મહાત્માજીનો મંત્ર બરાબર પચાવ્યો નથી. આપણે એ પોલીસો સાથે લઢવું નથી. પણ તેમની પાસે રાજીનામાં અપાવવાં છે. આજે ભલે અમલદારો રાજીનામાં ન આપે પણ જ્યારે વખત આવશે ત્યારે એ બધા પોતાની મેળે રાજીનામાં ફેંકી દેવાના છે.

ખેડૂતોએ સમજી જવાનું છે કે જ્યારે ગુજરાતમાં ધાણી ફૂટે તેમ ફડાફડ લોકોનાં માથાં ફૂટશે ત્યારે કલ્યાણ થવાનું છે. હજીયે જેના દિલમાં ડર રહી ગયો હોય તે માલમિલકત વેચી પરદેશ નાસી જજો. હું બહાર રહ્યો તો કોઇને જંપવા દેવાનો નથી. સાચા ખેડૂતોને એક વાત અનેકવાર કહેવી ન પડે. મારે જે વાત કહેવાની છે, જે પાઠો શીખવવાના છે, તે તો હું તમને શીખવી ગયો છું. તમે એમાંથી કેટલું પચાવ્યું તે હું જાણતો નથી. હું એમ પણ કહેતો નથી કે તમે એ પચાવ્યું નથી.

## બારડોલીનો ભૂકો કરીને ભલે ઉડાડે

સમાધાનીની વાતોથી તમે ભુલાવામાં ના પડતા. હજી તો પંથ બહુ લાંબો છે. મારી તેમજ સરકારની નજર બારડોલી પર રહે એ સ્વાભાવિક છે. જે દિવસે સરકાર બારડોલીનો ભૂકો કરી ઉડાડી મૂકે તે દિવસે જાણજો કે આપણે ગંગા નાહ્યા. આજે ગુજરાતમાં મોટો યજ્ઞ મંડાયો છે. તમે ડરતા હો—મારા પાઠો ભૂલી ગયા હો તો પાછા તૈયાર થઇ રહેજો. ગમે તે થાય પણ ખેડૂતોથી ગરદન તો ન જ નમાવાય.

બહેનોએ મને આ કાર્યમાં સધિયારો આપ્યો છે. તમે તમારું

નામ ન લજવાવશો. આખો બારડોલી તાલુકો ખાલસા થવા દો. આ લડાઇ ઉપાડતાં પહેલાં આપણે એની તો ગણત્રી કરી જ હતી. ખોજપારડીમાં ખૂન થયું છતાં તમે પોલીસની મદદ ન લીધી તેથી હું ખૂબ રાજી થયો છું. આપણે આ રાજ નથી જોઇતું તો પછી એ રાજ્યના પોલીસો પાસે શું કામ આશા રાખીએ? આપણે કાંઈ પણ ફરિયાદ નથી કરવી. ગમે તેટલા જુલમો થાય, ઘરબાર લુંટાઇ જાય, જમીન ખાલસા થાય તો પણ આપણે કાંઇ કરવું નથી. રાજ્યનાં પાપો ભરાવા દો. એ રાજ્ય એની મેળે ભાંગીને ભૂકો થઇ જશે. પીઠાવાળા મારફતે પણ સરકાર ચોરી કરાવે, મારપીટ કરાવે, છતાં તમે બધું સહન કરજો.

## સરકારની ઉસ્તાદી

સરકાર ઉસ્તાદ છે. હવે એણે જુદી બાજી ખેલવા માંડી છે. હવે સરકાર અઠવાડિક હેવાલોના ફતવાઓ બહાર પાડે છે. તેમાં પટેલોએ રાજીનામાં પાછાં ખેંચી લીધાં, લોકોનો ઉત્સાહ મંદ થતો જાય છે, લડત ધીમી પડતી જાય છે વગેરે વગેરે અનેક જુઠાણાં લખે છે. હમણાં જ સરકારે એક ફતવો બહાર પાડીને જણાવ્યું છે કે બારડોલીના આશ્રમવાળાઓએ પણ પૈસા ભરી દીધા છે. રામદાસે લડત શરૂ થઇ તે પહેલાં પૈસા ભરી દીધા હતા. આશ્રમ તરફથી જે નાણાં ભરાયાં છે તે વિશેષધારાના કર પ્રમાણે ભરાયા છે અને વિશેષધારાનો કાયદો તોડવાનું હજી ફરમાન નીકળ્યું નથી. આ બાબત કાંઇ મારે બારડોલીના લોકોને સમજાવવાની ન હોય. બારડોલી તો આશ્રમવાળાને સારી પેઠે ઓળખી ગયું છે.

## મહાસભાના હુકમ પાળજો

મુંબઇમાં, સુરતમાં બધે ઠેકાણે હું કહેતો આવ્યો છું કે હજી બહુ પંથ બાકી છે. સમાધાનીની વાતોને હજી વાર છે. સરકાર

તમારા નેતાઓને છૂટા નહિ રાખે. તેમને તો પકડીને જેલમાં પૂરી દેશે. છતાં મહાસભાનો હુકમ થાય તે ઉપાડી લેજો. તમારી ગરદન કોઇ કાળે નીચી નમાવતા નહિ.

મુંબઇના લોકો મને કહેતા કે ગુજરાતના ખેડૂતોને કપાસ ન વાવવાનું કહેજો. કારણ કે કપાસ વાવશે તેનો આ વખતે મરો છે. હું તમને કહું છું કે અત્યારે વેપાર, ખેતી, અભ્યાસ, એ માટે વખત જ નથી. આપણે તો જેલમાં ગએલાઓને પાછા લાવવાનો ધંધો કરવાનો છે. મહાસભાનો કાર્યક્રમ પૂરેપૂરો અમલમાં મૂકવાનો છે. મહાસભાનો હુકમ મળે કે તમારે કાયદા તોડવાના છે.

## આકરા અમલદારો એ જ સાચા મિત્રો !

બારડોલીમાં સરકારે હવે ખોટી ફરિયાદો ઊભી કરવા માંડી છે. બજારમાં દુકાન આગળ ખોખું પડયું હોય, ઇંટ પડી હોય તો તે માટે લોકોને જેલમાં પૂરે છે. આપણે તો એની પણ ગણત્રી કરી જ હતી. અમલદાર આકરો છે એવી ફરિયાદ કોઇ ન કરે. આકરો અમલદાર આપણો મિત્ર છે, સરકારનો નહિ. અતિશય જુલમ થશે તો લડાઇનો વહેલો પાર આવશે. ગઇ વખતે પણ બારડોલીને ડરાવી શિરપાવ લઇ જવાની દાનતે કેટલાક અમલદારો આવ્યા હતા. આજે પણ જે આવશે તેને હાથ ઘસતા જવું પડવાનું છે. ગુજરાતના ખેડૂતો સમજી લે કે સહન કરવું એ આપણો ધર્મ છે.

## રાજીનામાં ફેંકી દો

હિંદુસ્તાનના લોકોએ સ્વરાજ્ય માટે સર્વસ્વ કુરબાન કરવા તૈયાર થઇ રહેવું પડશે. આપણે સ્વરાજ્ય લેવાનું પણ લીધું છે તેમાંથી જરા પણ પાછું ન હટાય. કેટલાક ડાહ્યા માણસો વિલાયત

જવાનું કરે છે અને એ માટે હવા તૈયાર કરવા લાગ્યા છે. આપણાથી આબરૂ સાથે ત્યાં જવાય એમ નથી એટલે મારે એથી ઊલટી હવા તૈયાર કરવી છે. લડાઇ જરા પણ મંદ પડવાને બદલે પૂર જોશથી ચાલવી જોઇએ. પોલીસ પટેલોએ હવે રાજીનામાં ફેંકી દેવાં જોઇએ. સરકારના દબાણથી જેમણે પાછાં ખેંચી લીધાં હોય તે સરકારને લખી દે કે મારે તો પ્રજા સાથે રહેવાનું છે તેથી તારું કામ નહિ થાય.

## સરકારને કંપ થયો છે

ખેડૂતોનો અન્નદાતા જેલમાં હોય ત્યારે બીજું કાંઈ જ ન થાય. સરકાર આપણને જેલમાં મોકલશે, મિલકત લઈ જશે, બીજું શું કરશે ? બર્મામાં હમણાં ધરતીકંપ થયો ત્યારે હજારો માણસો ખુવાર થઈ ગયાં. હજી અહીં તો ધરતીકંપ નથી થયો. અહીં તો સરકારને કંપ થયો છે તેમાં તમારે શું ? ગમે તે થાય છતાં તમે હસતા રહેજો. તમારો રોટલો લેવાની કોઇમાં તાકાત નથી. રોટલો લેવો-આપવો ખુદાના હાથમાં છે. આપણે જરા પણ ડરવાનું કારણ નથી. આખો બારડોલી તાલુકો આપણે ખાલસામાં મૂકયો છે. તાલુકો ખાલસા થશે તો બીજે જઇશું. પણ તમારું નામ બદનામ ન કરશો. તમારામાં જે ઢીલા હોય તેને મજબુત કરજો અને એક થજો. જેલમાં ઇબ્રાહીમ પટેલ આવ્યા ત્યારે મને થયું કે હવે ડોસાને પાણી ચડયું ખરું ? હજી આપણે શું ભોગ આપ્યો ? એક ખેડૂત પણ એવો બતાવો કે જે ભૂખે મરી ગયો. ખેડૂતો તો હજી સરકારના જુલમોથી વટાઈ જવાના છે.

## ગાંધીજીની અગિયાર માગણીઓ

ગાંધીજીની અગિયાર માગણીઓ પણ ખેડૂતો માટે જ છે. ખેડૂતોને ઢોર માટે તથા પોતાના માટે મીઠું વેચાતું લાવવું પડે

અને તેથી છૂટથી વપરાય નહિ, એથી એ કર કાઢી નાખવાની માગણી થઇ છે. જમીનમહેસૂલ પણ અર્ધોઅડધ ઘટાડી દેવાની માગણી કરવામાં આવી છે. આ બધી માગણીઓનો હું વિચાર કરું છું ત્યારે લાગે છે કે એ ખેડૂતના કલ્યાણ માટે છે. આજે એનાં [કસ્તુરબાના] ત્રણ છોકરા જેલમાં છે, પતિ જેલમાં છે, છતાં એ ડોશી સુરત જિલ્લાના ગામેગામે રખડે છે અને શરાબખાનાં તથા વિદેશી કાપડની દુકાનો બંધ કરાવે છે. એ ડોશી પોલીસોને પણ નોકરી છોડવાનું કહી રહી છે. એક ડોશી એકલી આટલું કામ કરે છે તો પછી તમે શા માટે ડરો છો?

## જેલમહેલની મોજ

બારડોલીના ખેડૂતો જેલથી ડરે તો મને દુઃખ થાય. જેલમાં દુઃખ છે જ નહિ. ત્યાં તો સુખ છે. ત્યાં તો હું વગર મહેનતે મફતના જુવારના રોટલા ખાતો હતો. તમારે ત્યાં દુઃખ શું છે? અહીં તો જુવાર માટે પાણીમાં કામ કરવું પડે છે. જેલનાં કપડાં પણ ચોખ્ખાં મળે છે. હું તો પોલીસોને પણ કહું છું કે તમે પણ ત્યાં જઇને રહો ને? અહીં શું કામ રખડો છો? તમને જેલમાં પૂરે તો તમારે આભાર માનવો જોઇએ, કારણ કે તમને ખેતરના કામમાંથી મુક્ત કર્યા. જેલનું દુઃખ જ મનમાંથી કાઢી નાખવું. ત્યાં ખેડૂતો તથા અમારા ખોરાકમાં ભેદ કર્યો. અમને કહ્યું કે તમે તો સારા માણસો, તમને તો દસ આના મળશે. ખેડૂતોને ચાર પૈસા મળશે. તરત જ મેં કહી દીધું કે અમને પણ ચાર જ પૈસાનો ખોરાક આપો. જેલવાળાએ કહ્યું કે તમને એ ખોરાક નહિ જ મળે, ભૂખ્યા રહેવું હોય તો ભલે રહો. મેં ઉપવાસ કર્યો અને આખરે એ જ ખોરાક લીધો. એ ખોરાકની ટેવ નહિ એટલે પંદર શેર વજન ઓછું થયું.

## અમલદારો તો મગતરાં છે !

'કેટલાક અમલદારો બહાદુરી મારવા અહીં આવ્યા છે. તેઓ માને છે કે જુલમ કરી લોકોને ઝબે કરીને પૈસા લઇશું. એ બધી તો ખોટી વાતો છે. જેની પાસે તોપ, બંદૂક, વિમાન, દરિયો એ બધું છે છતાં મુઠીભર હાડકાંનો, ઘડીમાં મસળાઇ જાય એવો માણસ એ સલ્તનતને થરથર કંપાવે છે. એ સલ્તનતમાં બીજા અમલદારો તો મગતરાં જેવા છે. જો તમારામાં તમારાપણું હોય તો રોષ ન રાખશો. એને ફાવે તેટલાં માથાં ફોડવા દો.'

કહે છે કે અમલદારોને પીવા પાણી પણ મળતું નથી. અમલદારો પાણી વિના તરશે મરતા હોય તો એના મોંમાં પાણી રેડજો. અમલદારો અનાજ ને પાણી વિના મરી જતા હશે તો ગામેગામ સદાવ્રતો તથા પરબો મંડાવીશ. અમલદારો તો ખાસ્સા જાડા તગડા જેવા થઇને ફરે છે ને 'બહિષ્કાર કર્યો, બહિષ્કાર કર્યો' એવી બૂમો પાડે છે. તમને લોકોએ શું કર્યું ? ખેડૂતોને હું કહું છું, કે તમારે અમલદારોનો પડછાયો લેવો નહિ. અજાણતાં પડછાયો પડે તો નાહી નાખજો કારણ કે એ અસત્યનો, પ્રપંચનો, હિંસાનો પ્રતિનિધિ છે; જ્યારે આપણે સત્ય અને અહિંસાના પ્રતિનિધિ છીએ. અમલદારો જો હુકમની બહાર જાય તો બીચારાનું ઠીકરૂં ફૂટે તથા નોકરૂં જાય.

## સાહેબો ભલે એમને કન્યા આપે !

ઘણા કહે છે કે ગાંધીજી આવું કહેતા નથી. મને ગાંધીજી શું કહે છે તે ખબર નથી. પણ હું તો અમલદારોને બહુ ઓળખું છું. ખેડૂત ઘરમાં બેસાડી પાણી પાય તો એ જ પવાલું જપ્તીમાં લઇ જાય એવો એ છે. બેસવા માટે શેતરંજી આપે તો શેતરંજી પણ બગલમાં મારી ચાલતી પકડે એવો એ છે. બહિષ્કાર આપણે નથી કર્યો, બહિષ્કાર તો સાહેબોએ કર્યો છે. બહુ લાગતું હોય તો

સાહેબો પોતાની કન્યા અમલદારોને આપે ને ! એ બધા તો અમલદારોથી અભડાય છે.

## સાહેબ રાજી તો ખુદા રાજી !

અમલદારને તમારું માથું ફોડવાથી કે દંડ કરવાથી આનંદ થતો નથી. પણ એ માને છે કે સાહેબ રાજી તો ખુદા પણ રાજી. જે દિવસે એને ખાત્રી થશે કે સાહેબથી ખુદા જુદો છે ત્યારે એ પોતાની મેળે જ પાપ કરતો અટકશે. તમે તમારે માર્ગે ચાલો.

ગવર્નરે હમણાં મુંબઇમાં ભાષણ કરતાં કહ્યું કે આ ચળવળને લીધે સુરતમાં બે માણસો ડૂબી ગયાં ! સરકાર એવું તો ખૂબ જુઠાણું ચલાવશે. એ લખશે કે હવે તો શાંતિ છે. પણ વરસાદ ઊઘડતાં લોકો મીઠું લેવા ઊપડશે ત્યારે એની આંખ ફાટી જશે. બારડોલીમાં પણ પહેલાં ખોટા રિપોર્ટો જતા હતા.

## બળી એની દુકાન

તમે એટલું તો જરૂર યાદ રાખજો કે જ્યાં સુધી હું બહાર છું ત્યાં સુધી તમને જંપવા નથી દેવાનો. જેની આપણે જય બોલાવતા હતા તે આજે જેલમાં બેઠો હોય અને આપણે બીજા કામો કરીએ તો દગો કર્યો કહેવાય. અમલદારોનો બહિષ્કાર જતો રહ્યો હોય, તમે ડર્યા હો તો મને ખૂબ દુઃખ થાય. આપણે ડર્યા હોઈએ તો આપણી માણસાઇ ઓછી થઈ ગણાય. ડરાવીને કાંઇ જ કરાવી ન શકે, રાજીખુશીથી કરવું હોય તે ભલે કરો. પાનબીડીવાળો ડરીને માલ આપે તો હું કહું કે બળી તારી દુકાન. એના કરતાં તો ભીખ માગ. કૂતરાં બીલાડાં પણ પેટ ભરે છે. પછી આપણા અને પશુ વચ્ચે શું ભેદ ? લાઠીથી બીને કાંઈ જ ન કરશો. જે કરવું હોય તે હકથી કરો—ધર્મ ગણીને કરો.

## આટલું યાદ રાખજો

હું અમલદારોને રાજીનામાં ફેંકી દેવા કહું છું કારણ કે હિંદના

હિતમાં તમારું હિત છે. હિંદ ગુલામ રહેશે તો તમારાં બાળબચ્ચાંનાં ભૂંડા હાલ થવાના છે. ખોટા કેસ કરવા, લાઠી મારવી એ ગેરકાયદેસર છે. કામ કરો તો કાયદેસર રીતે કરો. તમે સમજો કે તમારી પાસે ભૂરું કામ કરાવે છે. અમલદારો ગમે તે કરે પણ ખેડૂતો જરા પણ રોષે ન ભરાય. અમલદારોને ગુસ્સો ચઢે એવાં ગીતો બાળકો પણ ન બોલે. એમાં ફાયદો નથી. બારડોલીના લોકો પાછા ન જ હઠે. તમારાથી નમ્યું તો ન જ અપાય. અને મારા શીખવેલા પાઠો ભૂલી ન જશો. મિલકત ગુમાવી હોય તો તે પાછી આવે છે, પણ ગયેલી આબરૂ પાછી નથી આવતી. હું ફરીથી મળું તો પણ આ બધું યાદ રાખજો. આપણને આટલા મળવા દીધા તે માટે ઇશ્વરનો પાડ માનું છું.

ઈશ્વર તમને કાર્ય કરવાની શકિત અને બુદ્ધિ આપી તમારું કલ્યાણ કરો.



# ભાષણ ૨૦ મું

## પારસીઓને

[ મુંબઇ જઈ આવ્યા પછી સરદારશ્રી સુરત જિલ્લાની મુલાકાત લઇ આવ્યા. સુરતથી તેઓ તા. ૨૪–૭–૩૦ને રોજ નવસારી ગયા. ત્યાં પારસી હૉલમાં પારસી ભાઇબહેનોની સભામાં આ ધર્મયુદ્ધની સમજ આપતું તેમણે આપેલું ભાષણ. ]

**ભાઇઓ અને બહેનો,**

મારું પ્રેમપૂર્વક સ્વાગત કરવા માટે તમારો આભાર માનું છું. નવસારી તો મારે મન તીર્થસ્થાન છે, કારણ કે હિંદને જે રોગ થયો તેનો પારખનાર અહીં પેદા થયો હતો. પારસી કોમમાં તો મોટા મોટા ધનાઢયો પેદા થયા. મોટાં

મોટાં લોખંડનાં કારખાનાં ચલાવનારા તાતા ને પિટીટો પેદા થયા, મોટી મોટી સખાવતો કરનારા થયા. પણ પારસી કોમની ઇજ્જત કોણે વધારી ? એ ઇજ્જત વધારનાર તો દાદાભાઇ નવરોજજી. એનું નામ સાંભળીને ગમે તેવા વિદ્વાનનું માથું પણ એની આગળ ઝૂકી જવાનું.

એને અમે દાદા કહીએ છીએ, કારણ કે એણે અમને જગાડયા અને કહ્યું કે હિંદને ભૂખમરાનો રોગ લાગ્યો છે. તે એણે આંકડા કાઢીને બતાવ્યું. અહીં માથાદીઠ વરસના ફક્ત ૩૦ રૂપિયા આવક છે એવો આ કંગાળ દેશ છે. ને કરોડોને તો રોટલો પણ ખાવા નથી મળતો એવું આ રાજ્ય છે એ એમણે સંભળાવ્યું. આજ સુધી કોઇએ એ વાતનો ઇન્કાર નથી કર્યો પણ બધા આ વાતની સાક્ષી પૂરે છે. અંગ્રેજ અભ્યાસીઓએ અને ગોખલે જેવાઓએ પણ એમને ટેકો આપ્યો છે.

એમણે એ રોગની સાથે જ એનું નિવારણ પણ બતાવ્યું. સ્વરાજ્ય નહિ હોય ત્યાં સુધી આ રોગ ન ટળે એમ કહી 'સ્વરાજ્ય' શબ્દ બોલતાં તેમણે શીખવાડયું.

પણ તે વખતે તો અરજીઓ કરવી, ધારાસભામાં પ્રતિનિધિ મોકલી લાગવગ વધારવી વગેરે ઉપાયો ચાલતા. એમણે તો ઠેઠ પાર્લામેન્ટમાં જઈ મહેનત કરી આખી જિંદગી સુધી હિંદનું કલ્યાણ કર્યું પણ હવે એ ઉપાયથી હિંદનું દળદર નહિ ફીટે.

## તોપ ને બંદૂકવાળો સુધારો

બીજા દેશોમાં મુક્તિનો ઉપાય તોપબંદૂક, મારફૂટ વગેરે મનાય છે. એ તો પશ્ચિમનો સુધારો. એ સુધારો આખો તોપ ને બંદૂક પર ચાલે છે. અંગ્રેજો એ સુધારાનો દાવો કરે છે તેથી એની તોપ સામી રાખે છે ને રાઉંડ ટેબલ કૉન્ફરન્સમાં બોલાવે છે. એની બંદૂક તો એ છોડતો નથી ને અમારી પાસે તો લાકડી પણ નથી. ત્યારે એ

તો ચોર છે. એની સાથે શી વાત ? મારે પ્રથમ તો એની બંદૂક બંધ કરાવો ને એની ગોળીઓ ઝીલવા છાતી મજબૂત કરો એ જ એક ઉપાય છે. યુરોપનો સુધારો હિંદને મુક્તિ નહિ આપી શકે. દાદાભાઈ તો હિંદનું કલ્યાણ કરતા કરતા ગયા. હવે આપણે એમનું અધૂરું પૂરું કરવાનો વખત આવ્યો છે.

## પાપનો ઘડો

સરકારે દાદાભાઇની પૌત્રી પેરીનબહેનને પકડયાં છે. આટલી મોટી સલ્તનત, જેણે આખા યુરોપને એક હાથે હરાવ્યું ને જે આવડું મોટું રાજ્ય ચલાવે છે તેને દાદાભાઈની પૌત્રીને જેલમાં પૂરવી પડી ! શું એનું બધું બળ ખલાસ થઇ ગયું ? મને તો લાગે છે કે આ રાજ્યના પાપનો ઘડો ભરાયો છે.

દાદાભાઈ ગયા, ગાંધીજીની ઉમ્મર પૂરી થવા આવી, પણ હજી ખેડૂતો તો ગરીબના ગરીબ જ રહ્યા. આમ હૂંડિયામણથી હિંદને લૂંટવા માંડયું છે. આજે દેશમાં ચોમેર ભૂખમરો વધ્યો છે. ચીન ગયું, જાપાન છૂટયું, હવે એક એકલું હિંદ લૂંટવાનું રહ્યું છે.

એકલા પરદેશી કાપડનો ૬૫ કરોડનો એનો વેપાર તો બંધ થવો જ જોઇએ. પેરીનબહેન, મીઠુબહેન ખાદી પહેરી શકે તો તમે કેમ ન પહેરી શકો ? ખાદી પહેરશો તો એ પૈસા ગરીબના પેટમાં જશે. પરદેશી કાપડ લેશો તો એ પૈસાથી તો પેલો બંદૂક લઇને આવશે ને અહીં ફંડ કરશે. એવાના પેટમાં તમે પૈસા મોકલો છો. ખાદીની વાત પેરીનબહેનને ગળે ઊતરી, કારણકે એના મનમાં ગરીબોની દયા વસી.

પણ તમારું બદન ખાદી માટે ઘડાયલું ન હોય તો તમારા પારસીભાઇઓની મિલોમાં ઢગલાબંધ કાપડ થાય છે તે પહેરો. વાત આવી છે કે મિલો બંધ થવાની તૈયારીમાં છે ને હજારો મજૂરો કામ વિનાના થઇ જશે. ત્યારે તો હવે અહીંની મિલનું કાપડ લો. પરદેશનું પહેરીને દાદાભાઇનું નામ ન શોભાવાય.

## ભલે પારસીઓ રાજ કરે

પણ હવે વધારે વખત નહિ થોભાય. અત્યાર સુધી તો તમને શંકા હતી કે અંગ્રેજના રાજ્ય વિના નહિ ચાલે. પણ હવે તો નરીમાન પણ કહે છે, કે બીજા કોઇનું રાજ્ય ચાલે, પણ અંગ્રેજનું તો નહિ જ. એણે તો ચૂસીને આપણાં ફોતરેફોતરાં કાઢી નાખ્યાં. ને હું પ્રમુખ તરીકે કહેતો હોઉં તો પટો લખી આપું કે પારસીઓ રાજ્ય કરે પણ આ નહિ.

હમણાં મોટા મોટા પારસીઓએ સરકારને લખ્યું, કે આ શું જુલમ કરો છો? રસ્તે જનારનાં વગર કારણે માથાં ફોડો છો. મુંબઇમાં બુઢ્ઢા પારસીઓને વાગ્યું ત્યારે વાઇસરૉયે જવાબ આપ્યો કે અમારી પોલીસ જેવી તો સ્વર્ગમાંય નથી, ને બધાય એવું જ કહ્યા કરે છે.

ધરાસણામાં લાઠીઓથી માથાં ફોડયાં એ વાત જેલમાં સાંભળી ત્યારે મને એમ થતું કે આ દિવાલો કૂદીને ત્યાં જાઉં. પેરીનબહેનને પકડી ત્યારે પણ ૫૦૦નાં માથાં ફોડીને, અને ગુનો શું? પેશાવરમાં હિંદુસ્તાનીઓની પલ્ટનને હુકમ કર્યો કે લોકો પર ગોળી ચલાવો. પેલાઓએ કહ્યું કે "નિઃશસ્ત્ર પર ગોળી ચલાવવી એ તો નામર્દનું કામ છે. આવા નિર્દોષો પર અમે ગોળી નહિ ચલાવી શકીએ." એમના પર બળવાનો આરોપ મૂકાયો ને જેલમાં મોકલ્યા. અનીતિના રાજ્યમાં નીતિવાળાને જેલ જ હોય. આના માનમાં સરઘસ કાઢયું ત્યારે માથાં ફોડયાં ને વાઇસરૉય એ પોલીસનાં વખાણ કરતાં થાકે નહિ!

મુંબઇમાં પારસીઓમાં ભારે પરિવર્તન થઇ રહ્યું છે, છતાં એમને નાસ્તા પછી 'જામે જમશેદ' જોઇએ. એ 'જામે' કેવો ખોરાક આપે છે તે તમે જાણો એ ઇચ્છું છું.

## મેલો ખોરાક ને મેલાં છાપાં

તે પહેલાં જેલમાં મને કેવો ખોરાક મળતો તે જરા કહી

દઉં. સરકાર મારે માટે ચાર પૈસા ખરચતી. અડધી ધૂળ ને કાંકરી વાળી સડેલી જુવારના કાળી શાહી જેવા રોટલા ને સસ્તામાં સસ્તી મળે તે દાળ. તે પણ લોખંડમાં ઉકાળીને કરેલી ને કાળી, એમાંથી હું દેહ ટકાવવા પૂરતું જ લેતો. વધારે ખાય તો એમાંથી અનેક પ્રકારના રોગ થાય. એથી મારું ૧૫ શેર વજન ઘટયું. બાટલીવાળાના પુત્રને આવો ખોરાક આપે તો તમને ખુન્નસ નહિ આવે ? મને તો 'अ' વર્ગમાં ને આવા છોકરાને 'क' વર્ગમાં મૂકયો; ત્યારે મેં કહ્યું કે, મને આ મસ્કો નહિ પચે. મને પણ બધા જેવો જ ખોરાક આપ. તે મેળવવા માટે મારે ઉપવાસ કરવા પડયા ત્યારે રોટલો મળ્યો, પણ આ દશા આખા હિંદુસ્તાનની જેલોમાં છે. ત્યાં જરાપણ માણસાઈ નથી. પણ આવા ખોરાક પછી અમને બે છાપાં મળતાં. એક 'ટાઈમ્સ' અને બીજું 'જામે'. જેટલો મેલો ખોરાક તેટલાં જ મેલાં આ બે છાપાં.

તમને નાસ્તા સાથે આવું 'જામે' જોઈએ એ કેમ ચાલે ? એ તમને મેલો ખોરાક આપે છે. 'અન્ન એવા ઓડકાર.' જેલમાં આપવા માટે જેની પસંદગી થાય એ છાપું તે કેવું હોય ? એમાં તો કેવળ મેલા વિચારો ભરવામાં આવે છે. માટે તમે એનો બૉયકોટ કરો, હવે 'જામે'ની આટલી આબરૂ રહે એ કેમ ચાલે ? તમે એ વિચારો છોડશો એટલે જે અવિશ્વાસ ભરેલો છે તે જતો રહેશે.

અને તમે એમ શા માટે માનો છો, કે નાની કોમનું શું થાય ? કે અંગ્રેજ ન હોય તો આપણું શું થશે ? શું અમે બેઇમાન છીએ ? તમે દુઃખના માર્યા અહીં આવ્યા ત્યારે પણ અમે તો તમને ભેટયા. ત્યારપછી પણ આજ સુધી તમને કોઈએ દગો દીધો છે ? અહીં તો જે આવ્યાં તે ખપ્યાં. તમે વિલાયતમાં જાઓ ત્યારે ખબર પડે. ત્યાં તો ક્રિશ્ચિયન થઈને—અંગ્રેજ થઈને જ રહેવું પડે.

પારસીઓ તો હિંદુસ્તાની છે. દાદાભાઈએ શીખવાડયું કે આ દેશ આપણો છે; ત્યારે હવે ડર શાનો ?

## મહાત્માજીનો વિશ્વાસ રાખો

તમારી નાની કોમમાં જે વસ્તુ પડેલી છે તેની તો આજ છે તેના કરતાં સ્વરાજ્ય મળશે ત્યારે દશગણી કિંમત થશે. તમારામાં જૂના વિચારના હોય તે ગમે તે વિચાર કરે, પણ આ વાંદરાં–નાનાં છોકરાં તમારે હાથ નહિ રહે. જુવાનિયાઓ, ને જુવાન બહેનો હાથમાં નહિ રહે. એ તો પેરીનબહેન ને નરીમાન સાથે રહેવાનાં. તમારે ઘેર ઘેર સળગવાનું છે; પણ તમે અવિશ્વાસ ન કરશો, દુઃખી ન થશો. આજે આખું હિંદ એક માણસની પાછળ છે. મહાત્માજીનો કોને અવિશ્વાસ છે ? એનો વિશ્વાસ રાખો. એ જે કહે તેમ અમે સૈનિકો કરવાના છીએ.

પહેલાં તો નવસારી વિચાર કરે એ મુંબઈ કરતું. આજે આ જે લડત મંડાઈ છે તેમાં નવસારીએ સહાનુભૂતિ બતાવવાની છે. આજે તેત્રીસ કરોડ અંગ્રેજોની ગુલામીમાં છે. તેમાં આ ગાયકવાડ પણ આવી ગયા. આ યુદ્ધમાં તમારો ફાળો આપો. આ શરાબનો વેપાર બંધ કરાવો. એ વેપારને હવે તો બંધ કર્યે જ છૂટકો. આ આખી લડત આત્મશુદ્ધિની છે. દારૂડિયાને આવી લડત કેમ શીખવાડાય ? હિંદુસ્તાનમાં કરોડો શરાબને પીઠે ચઢે એ કેમ બને ? એમાં તમે સહાય આપો. દારૂનો જૂનો વેપાર છોડતાં કેટલાકને દુઃખ થશે, પણ તે કાઢયે જ છૂટકો છે.

અહીં છાવણીની બહેનોને પહેરો ભરવો કેટલો કઠણ પડે છે. ગાંધીજીનું આખું કુટુંબ જેલમાં જઇને બેઠું, ને હવે આ બુઢ્ઢાં ડોસીને દારૂના પીઠા પર પહેરો ભરવો પડે એ કંઈ તમને શોભે છે ? તમારી લાગવગ ચાલતી હોય ત્યાં જઇ સમજાવો. તેમને બીજે ધંધે ચઢાવો. મુંબઇમાં ઘણી મિલો ને કારખાનાં પડયાં છે ત્યાં લગાડો.

જમીનો છે તે ખેતી કરો, પણ આ ધંધો છોડો. મુંબઈ ઇલાકામાં દારૂની આવક પાંચ કરોડ ને ખેતીનું મહેસૂલ છ કરોડ રૂપિયા છે. ખેડૂતને તો કહું છું, કે જ્યાં સુધી ઘરમાં ખાવાનું ન હોય ત્યાંસુધી પૈસો ન આપીશ. ત્યારે દારૂની આવક ને ખેતીની આવક બેય ચીજ બંધ થવાની છે.

## રાજ કરતાં તો આવડતું નથી !

કહે છે કે દારૂની આવક બંધ થાય તો રાજ્ય શી રીતે ચાલે ? ત્યારે હું કહું છું, કે એક મહિનો રજા પર જા ને આપો અમારા હાથમાં તો બતાવું. રાજ્ય કરતાં તો આવડતું નથી ! અમે ખેડૂતોને નહિ ચૂસીએ. કરોડો પરદેશ ચાલ્યા જાય છે તે નહિ જવા દઇએ. આ લોકો નહિ હોય ત્યારે તો ધનના ઢગલે ઢગલા થઇ જવાના છે. કોઈને દારૂ ન પાવો પડે.

આ પ્રમાણે જ રાજ્ય કરવા ઇચ્છે તો ભારે લડત થશે. આજે સંખ્યાબંધ બહેનો પણ જેલમાં ગઇ છે ને ખેડૂતોને પણ કહું છું, કે આ સ્થિતિ ન બદલાય ત્યાં સુધી કોઈએ ચેનથી રોટલો ખાવાનો નથી. એમાં જેટલું સહન કરવું પડશે તેની જવાબદારી સરકારને સાથ આપે તેના પર રહેશે.

બધાય કહે છે, કે રાજ્ય તો બદલવું જોઇએ અને ડુમિનિયન સ્ટેટસની વાતો કરે છે. પણ કંઇ એકની ગરજથી થાય ? મહોબતથી, પ્રેમથી વાત કરે તેની દોસ્તી થાય. એમ કહે કે તમારે જોઇએ તે લો તો વિચાર કરીએ, પણ જબરદસ્તી કરે ને બંદૂકથી કહે કે ડુમિનિયન સ્ટેટસ લો તો તો ધરાર ઇન્ડિપેન્ડન્સ જોઇએ. બંદૂકથી કંઈ કબૂલ ન કરીએ. લાખો સૈનિકોએ આ વખતે લડી લેવાનો વિચાર કર્યો છે. અમે તો નક્કી કર્યું છે, કે આ રાજ્ય નહિ કે અમે નહિ.

તેમાં સંખ્યાબંધ પારસી કુટુંબો પણ અમારી સાથે છે. આ

વખતે તો પસંદ કરી લેવાનું છે. જ્યારે ધડાધડ ગોળીઓ છૂટશે ત્યારે સરકારને સાથ નહિ આપી શકો. નવસારી તો પારસી કોમનું કેન્દ્રસ્થાન છે. માટે તમે નવસારીના તમામ ભાઇઓ ને બહેનો આ વાતનો વિચાર કરતાં થઈ જાઓ. આ વખતે ગાંધીજીને દગો નથી કરવાનો. જો તમારો સાથ મળે તો દેશને ઓછું સહન કરવું પડે. તમે સાથ છોડો તો સરકાર દુબળી થઇ જશે. પારસીઓ આ લડતમાં ભળશે તે વખતે સરકારનો થાંભલો તૂટયો સમજજો. આજે પારસી સૌ કોમમાં અગ્રસ્થાને છે ને એ સાથ છોડે તો સરકારને વસમી વખત આવે. મુંબઇમાં પણ બહેનોને આ વાત ગમી; તો હિંમત ચલાવો. સરના ટાઇટલો છોડો. પછી એ લાઠી ચલાવતાં વિચાર કરશે.

## ગધેડે ચઢીને પાર ઊતરશે !

રાઉન્ડ ટેબલમાં જેટલા જશે એ તો ગધેડે ચઢીને પાર ઊતરીને આવવાના છે. આજ રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ એ તો પાખંડ છે. સાચી રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ તો ત્યારે થાય કે બધાએ લીબરલો એમ કહે કે જ્યાં સુધી કૉંગ્રેસના પ્રતિનિધિઓ ન હોય ત્યાં સુધી અમે નહિ આવીએ. તમારા મોદી ને કાવસજીને કહો, કે આ બધી તમે વાતો કરો છો, પણ તમને ખાત્રી કયાં છે કે એ તમને કંઈ આપવાનો છે ? એમ હોય તો અહીં માથાં શા માટે ફોડે ? આ ઝગડો શા માટે કરે ?

આ સરકારનાં સ્ટેટમેન્ટ બહાર પડે છે તે તો વાંચો. એ તો કહે છે કે અહીં આવો ને અમારી સાથે દલીલ કરો. એમાં તો હિંદની હાંસી કરાવવાની છે. માટે અમે તો ત્યાં નથી જવાના.

માટે હું તમને કહું છું, કે તમે વિદેશી વસ્તુઓનો થઇ શકે તેટલો ને વિદેશી કપડાંનો સંપૂર્ણ ત્યાગ કરો. આ બધાં છોકરાં બ્રિટીશ ગૂડઝ બૉયકોટ કહે છે ત્યારે બધું છોડો. મુંબઇમાં તો

બધાં પારસી ભાઇબહેનોને કહી આવ્યો છું કે ચાલો જેલખાનું તોડવા; અને તમે પણ આટલી લાગણી બતાવો છો ત્યારે કહું છું કે આજુબાજુ બધે દારૂનાં પીઠાં બંધ કરાવો.

હવે ગમે તે કરો પણ આ વાત છોકરાઓનાં દિલમાં ઊતરી ગઇ છે તે હવે જવાની નથી. અમે તો નાના હતા ત્યારે ભણતા કે ' ઝેર ગયાં ને વેર ગયાં......હરખ હવે તું હિંદુસ્થાન. ' પણ આ છોકરાઓને તો આ રાજ્ય હવે નથી જોઇતું. આપણાં બાળકો એ આપણી પુંજી; તો એ બાળકો માગતાં હોય તે જ આપવું. માટે જે વારસો આપવાનો છે તેનો ખ્યાલ કરો. દારૂનો વેપાર છોડવવાનો પ્રયત્ન કરો.

અહીંઆં બહેનોને પહેરા ભરવા પડે ! કસ્તુરબાને નથી પકડતો એટલો હજી ડરે છે, પણ આગળ એવો વખત આવશે કે પીઠા પર ગોળીબાર થશે. કારણ કે આ રાજ્ય દારૂનાં પીઠાં પર અને ખેડૂતોના લોહી પર ચાલે છે.

મુંબઇના મોટા મોટા વેપારીઓની મને દયા આવે છે. આટલા બુદ્ધિશાળી ત્યાં પડયા છે છતાં મુંબઇ ન્યુયૉર્ક, પેરીસ, બર્લીન જેવું કેમ ન બને ? આજે તો એ ખાડો છે. થોડું ધન હોય તો તેથી શું ? સ્વતંત્રતા તો નથી ને ? સોનાના પાંજરામાં પૂરાયા પણ એ તો પાંજરૂં જ ને ? ગરીબોને લોખંડની બેડી તો તમને સોનાની બેડી. પણ આઝાદી નથી ત્યાં સુધી શું ? જો પારસી વેપારીઓ સમજે તો દેશનું તે વખતનું તેજ અને અભિમાન જુદાં હશે.

## ગુલામીના નરક કરતાં મૃત્યુ ભલું !

તમે બહેનો ધર્મની ભાવનાવાળી છો. તમે દુવા દો કે આ સૈનિકોની ફતેહ થાઓ. પણ ' જામે ' ની વાત ન માનજો. આ નરકમાં રહેવું એના કરતાં તો મરવું સારું. આ લડતમાં અમને શું મળવાનું છે ? જેલ કે ગોળી મળવાની છે. છતાં શા માટે આ

ધંધો? કાં હિંદને સ્વર્ગ બનાવવું અથવા મરીને સ્વર્ગમાં જવું. માટે તમારા આશીર્વાદ આપો.

આજે તો સર કાવસજી વિલાયતમાં જાય તો એમનું માન કેટલું? એ તો હિંદના ગુલામ-કૂલી. એ તો અહીં એમની આબરૂ. દેશની બહાર તો કોડીની આબરૂ. કારણ દેશ સ્વતંત્ર નથી. એમણે કેટલાંય વરસ સેવા કરી, પણ એ કહે કે લાઠીઓ ન મારો કે તરત જ જવાબ મળે કે "તમે લુચ્ચા છો, આ અમારી પોલિસ તો સ્વર્ગમાંથી ઊતરીને આવેલી છે." આ સ્થિતિ કેમ સહન થઇ શકે?

મુંબઇમાં ઘણી પારસી બહેનો આવીને મને છાનીમાની વાતો ખાનગીમાં કહી ગઇ. એમણે કહ્યું, કે અમારે આ લડતમાં જોડાવું છે, પણ ઘરમાં ઝઘડો થાય છે. એમણે કપડાં બદલ્યાં છે ને પરિવર્તન કર્યાં છે, પણ એમ કંઇ ઝાઝા દહાડા નહિ ચાલે. જે કોમની સ્ત્રીઓમાં આવી જાગૃતિ આવી હોય, ત્યાં મરદોને આગળ આવ્યા વગર નહિ ચાલે.

પણ હજી તો રાઉન્ડ ટેબલમાં જવું છે. પણ નકટા થઈને જજો તો ખરા. જતાં પહેલાં ખાત્રી આપો, કે ત્યાં જઈને શું કરવાના છો? દેશના નહિ પણ કુટુંબના પણ પ્રતિનિધિ તમે નથી જનારાને બારણે જઇને બેસીશું; પછી તેને મડદાં પર થઇને જવું પડશે. કયાં જાઓ છો ભાઈ? આ ૨૫૦૦૦ જેલમાં પડયા છે તેમને બહાર કાઢો ને પછી જાઓ. એ લોકો કેમ બહાર નીકળે તેની તો ખબર નથી ને ચાલ્યા રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાં!

## નાક કેમ કપાવાય?

અહીં બે જણ ગાંધીજીને મળવા યરોડા ગયા છે. જેલમાં આવી રીતે મળવા જતાં મને તો શરમ આવે. સરકારને ગરજ હોય તો એની પાસે જ ચાવી પડેલી છે તે એ ઉઘાડે. આ તો

કાગળમાં લખે છે કે અમે પોતે જઈએ છીએ. એમાં સરકારને કંઈ લેવા દેવા નથી. ત્યારે આમ દેશનું નાક કપાવવાનું, દેશની આબરૂ લેવડાવવાનું શું કારણ છે? ભલેને ગાંધીજી જેલમાં રહ્યા ? ત્યાં મરશે તો પણ શું પરવા? એણે તો એનું કામ કરી લીધું

સરકારને સલાહ આપે છે, કે લાઠી મારવાનું છોડી દો ને અમને કહે છે કે આ સવિનય ભંગ બંધ કરો; પણ કોણ તમારી સાથે છે તે તો કહો? નથી ઘરમાં સ્ત્રીઓ સાથે, ને નથી દેશમાં કોઇ સાથે.

સરકાર તો એમનો ઉપયોગ કરી લેવા માગે છે. ગાંધીજીએ તો સાફ સાફ કહ્યું છે, કે અ ટલું જોઇએ. પણ સરકારની દાનત ક્યાં સાફ છે? એમ થશે ત્યારે આટલા જુલમો નહિ ચાલે.

## રાક્ષસનો અવતાર !

પેલો ગંતુરનો મેજિસ્ટ્રેટ તો કોઇ રાક્ષસનો અવતાર છે. ધોળી ટોપી બાળે ને કોરટમાં ફેંસલા કરી છ માસની સજા કરે. ખાદીનાં કપડાં પહેર્યા હોય તે કઢાવીને સળગાવી દે ને વેપારીઓને કહે, કે વિલાયતી કાપડનો વેપાર કરો. આવું ચાલતું હોય ત્યાં અમે શું કરીએ? આ બધું બંધ કરવાનું બનતું નથી ને રાઉન્ડ ટેબલની વાતો કરવી છે ! પણ આ રાજ્ય તો કલેકટરો કરે છે. વિલાયતમાં અહીં શું બને છે તેની ખબર નથી પડવાની. એ તો આ ગાંડા હાથીઓ રાજ્ય જ નહિ ચલાવી શકે ત્યારે માનશે. જ્યારે અહીંનાઓને ખબર પડશે, કે હવે તો રાજ્ય નથી ચલાવી શકાતું, ત્યારે એની મેળે માનશે ને બધેય ખબર પડી રહેશે.

ત્યારે મોટેરાઓ પૂછે છે કે અમારે કરવું શું? તો હું કહું છું કે મૂંગા મરી રહોને. સરકારને ફાવે એટલું કરશે, પણ તમે એને

સહાય ન આપો તો બાર મહિનામાં એને તગડી કાઢીશું. એક તો એનું આખું રાજ્ય આપણી મારફતે ચલાવે છે ને ઉપરથી જુઠાણાં ચલાવે છે તો એને આપણે તોડી પાડવી જોઇએ.

તે માટે હું તમામ પારસી ભાઇબહેનોનો સાથ માગું છું. અરે, અમને સાથ ન આપો તો પણ સરકારને તો સાથ ન જ આપો. પછી ભલે અમને એના નોકરો લાઠી મારે, ગોળી મારે કે જેલમાં મોકલે. નિર્દોષોને ક્યાં સુધી મારશે? એવી હવા કરીશું કે સરકારી નોકરો હાથ જોડીને બેસી જાય. ત્યારે આ રાજ્ય ભાંગી પડશે.

અમે તો કોઇને કાંકરી સરખી મારવાના નથી. પજવીએ નહિ કે ગાળ સરખી પણ બોલીએ નહિ, પણ ગાંધીજીના મંત્રથી જે જુલમો થાય તે સહન કરીશું—માટે તમે ભલી બહેનો વિદેશી વસ્તુ છોડો ને અમને સૈનિકોને દુઆ આપો. તમે અગ્નિપૂજા કરનારીઓ છો. તમે દેવળમાં જાઓ ત્યારે હંમેશ તમારી દુવા આપજો.

# ભાષણ ૨૧ મું

## કાલિયાવાડીમાં

[ તા. ૨૪–૭–૩૦ ને રોજ સરદારે કાલિયાવાડીમાં જલાલપુર તાલુકાના ખેડૂતો સમક્ષ આપેલું ભાષણ. ]

**ભાઈઓ અને બહેનો,**

આજકાલ મારો ધંધો રાતદિવસ ઘાંટો ખેંચવાનો થઈ પડયો છે; માટે અવાજ કરશો તો મને તકલીફ પડશે. તમે શાંતિ રાખો. હું મુંબઈથી નીકળ્યો ત્યારે મને ખબર ન હતી કે મારે જલાલપુર તાલુકાના ખેડૂતોને મળવાનું થશે. પણ સુરતમાં આગ્રહ થયો ત્યારે મેં હા પાડી. તેનું કારણ તો એ, કે જેટલાં ભાઈબહેનોને મળી શકાય તેટલાંને મળી લઉં અને મારી ગેરહાજરીમાં તમે શું કર્યું અને હવે શું કરવાનાં છો એ જાણી શકું. તમે કંઈ કર્યું હોય તો મુબારકબાદી, અને ન કરવાનું કર્યું હોય તો ઠપકો પણ આપી શકું. હું અહીં આવ્યો ત્યારે નવસારીનાં ભાઈબહેનોએ શહેરમાં ફેરવવાની ગોઠવણ કરી અને બે કલાક ગયા. પ્રજામંડળના પ્રમુખતરીકે મારી ચૂંટણી થઈ ત્યારે મેં ચેતવણી તો આપી હતી, ને આખરે એ વાત સાચી પડી અને હું પકડાયો.

### બંને પ્રજા એક જ છે

પણ આજે તમારી પાસે એક બે સીધી વાત કરવા આવ્યો

છું. આજે આ બે પ્રજાને—વડોદરા રાજ્યની અને બ્રિટિશ રાજ્યની પ્રજાને જુદી કહી શકે એવો હું અહીં કોઇને જોઇ શકતો નથી. જોતાં એને જુદી કોણ પાડી શકે? ગમે તેમ થાય તોએ બંને પ્રજા એક જ છે, કોઇ અમલદારો એવા પ્રયત્ન કરતા હોય તો તે મિથ્યા છે. કોઈ કહે છે, કે બ્રિટિશની ચળવળમાં દેશી રાજ્યની પ્રજાએ ભાગ ન લેવો. પણ આ લડત જે ચાલી રહી છે એ તો તેત્રીસ કરોડની મુક્તિને માટે છે. એમાં દેશી રાજ્યની પણ ગુલામી તોડવાનો પ્રયાસ છે. રાજાઓ કરતાં તો અમે થોડા ગુલામ છીએ! એમાં કોઇ ભેદ પાડે તો તે મૂર્ખાઇ કરે છે. પણ વડોદરા રાજ્યની પ્રજાને રાજ સાથે ઝઘડો નથી. અત્યારે એની સાથે ઝઘડામાં કોઈ ઊતર્યા નથી, અને આવી લડત એની સાથે કરવાની નથી. એ તો આમાં સુધારો થશે એટલે આ રાજ્યમાં આપોઆપ સુધારો થઇ જશે. બ્રિટિશ પ્રજા આઝાદ થઇ હશે ત્યારે કાલિયાવાડીનો પવન નવસારીમાં પહોંચ્યો હશે. એ સ્વતંત્રતાની હવાને કોણ રોકી શકે?

## પાડોશી ધર્મ

પણ આજે તો તમારે તમારો પાડોશી ધર્મ બજાવવાનો છે. આ મહાયજ્ઞ ચાલી રહ્યો છે તેમાં તમારો ફાળો આપો. હું પ્રજામંડળના પ્રમુખતરીકે સલાહ આપું છું, કે જો તમે એમ નહિ કરો તો તમે માણસતરીકેની તમારી ફરજ ચૂકશો. આ તો યુગ બદલાય છે, યુગાન્તર થાય છે, એને કોઇ રોકી શકવાનું નથી. પછી ભલે લાઠી મારે કે ગોળી ચલાવે. એ તો ઇશ્વરની કૃતિ છે; એમાં પ્રભુનો હાથ છે. એને કોણ રોકી શકે? દુઃખ તો પડશે, પણ દુઃખ વિના સુખ નથી આવવાનું. એટલે આ રાજ્યની પ્રજાતરીકે આ રાજ્યની મર્યાદાઓ સાચવીને તમારો હિસ્સો આપજો, એમાં તમારું કલ્યાણ છે. હવે જલાલપુર તાલુકાના ભાઇબહેનોને.

વડોદરા રાજ્યની પ્રજાએ મારું સ્વાગત કર્યું તે માટે આભાર માનું છું. પણ મારું કામ તો તમારી સાથે રહ્યું છે. તમે બધાએ

થઇને ગાંધીજીને જેલમાં મોકલ્યા. તમે ટોળેટોળાં મળીને એને સાથ આપ્યો, એની જય બોલાવી, એને જેલમાં મોકલ્યો. તેની જવાબદારી તમારે માથે છે અને હવે તમે ઊંઘશો તો તમને ગૌહત્યાનું અને બ્રહ્મહત્યાનું પાપ લાગશે અને હું તમને ઊંઘવા નહિ દઉં. હવે એના કરેલા ઉપકાર ભૂલી જશો તો આ વરસાદ આજે આવે છે તે નહિ આવે, દુકાળ પડશે ને પૃથ્વી રસાતાળ જશે. હવે મારો ને તમારો ધર્મ છે, કે જ્યાં સુધી એને બહાર ન લાવીએ ત્યાંસુધી સુખે રોટલા ન ખાઇએ.

## તલાટીઓ

હું જેલમાં હતો ત્યારે સરકારી પત્રિકામાં વાંચ્યું કે જલાલપુરમાં ૧૯ તલાટીઓએ રાજીનામાં આપ્યાં. મહાદેવભાઇએ હસતાં હસતાં વાત કરેલી “કે જુઓ, આ બધા અનાવલાઓ મારી નાતના છે.” એની નાતનાને હું ઓળખું છું. મેં કહ્યું: “થોડા દહાડા રાહ તો જો,” આજે બધાય પાછા ગયા છે. એ શું ? થૂંકેલું કેમ ચાટી ગયા ? અને તમે ખેડૂતો એ કેમ સહન કરી લો છો ? એવા નફ્ટનો પડછાયો લેશો તો અભડાશો. મારું રાજ્ય હોય તો આવા નાલાયકને ધરતીને છેડે પણ ન રહેવા દઉં.

અને અનાવલાઓ, તમે શું સમજો છો ? તમે મહાદેવભાઇને, દયાળજીભાઇને જેલમાં બેસાડયા. ગુલાબના ફૂલ જેવાં કોમળ, હજી દાંતમાંથી દૂધ નથી સૂકાયું એવા અનાવલાના છોકરાઓને જેલમાં મોકલ્યા છે. આ બધાને જેલમાં રાખવા માટે તમે જ જવાબદાર છો. ઘરબાર, ખેતીવાડી, ઇજ્જત, આબરૂ વગરના મુલકમાં રહેવા કરતાં મરવું હજાર દરજ્જે સારું. એટલે ખેડૂતોને હું કહું છું કે તમે ડૂબી મરજો, પણ ખરો મહાસભાના હુકમ સિવાય પાઇ પણ ભરશો નહિ. ફાંસીએ ચઢજો, પણ માથું નમાવશો નહિ.

સરકારી નોકરો એમને કાંઇ મળતું નથી એવી ફરિયાદ કરીને કહે છે, કે અમારો બહિષ્કાર થાય છે. બધા જાડા તગડા જેવા તો

ફરે છે. કહે છે, કે પાણી મળતું નથી. એક સરકારી નોકર તો બતાવો, કે જે પાણી વગર મરી ગયો. એમ હોય તો ઠેર ઠેર પાણીની પરબો મંડાવીશું. કૂતરું પણ પાણી વગર મરતું હોય તો પાણી પાજો, પણ એને પાણીના વાંકે ન મરવા દેતા.

## બહેનો સમજે તો

બહેનોને હું કહું છું ,કે જો તમે સમજો તો બાર દહાડામાં આ સરકારના ભૂક્કા કરી નાખું. ખેડૂતની સ્ત્રીઓને મારે એક જ વાત કહેવાની છે. તમારા ધણીને ડર લાગે તો તમારી ચૂડી કાઢી આપજો અને એને પહેરાવજો, નામરદો સાથે સાદી ન હોય. તમારી છોકરીઓને મરદ સાથે પરણાવજો. નામરદોનો સંઘ કાશીએ ન જાય. જો તમે એમ માનતાં હો કે હું તમારો ભાઈ છું, આટલાં વર્ષોથી તમારે માટે હાડકાં પાડી રહ્યો છું ને બાકીનાં વરસોમાં પણ તમારા કલ્યાણ માટેજ કામ કરવાનો છું તો હું કહું છુ કે તમે મરજો. બધું લૂંટી જવા દેજો. સાધુ ને હજારો ભાઈબહેનો જેલમાં જઈને બેઠાં છે તેને દગો દીધો કહેવાશે, જો તમે આ વખતે પાછું જોયું તો. લડવું હોય તો તમારે રોટલો જ જોઈએને ? તમને રોટલા આપવાની જવાબદારી મારી છે. જેની પાસે વધારે હશે તેની પાસેથી લઈશું, ધનાઢ્ય હશે તેને કહીશું કે રોટલા ખવરાવો. કોઈ સિપાઈને ભૂખે મરવા નહિ દે. ખેડૂત રોટલા વિનાનો રહેવાનો નથી. ને રોટલો મળે પછી શું ?

## જેલનો ડર

શું જેલનો ડર લાગે છે ? હું ત્યાં જઈ આવ્યો. ત્યાં તો મહેલ જેવું છે. અહીં તો તમારે મહેનત કરવી પડે છે, પણ ત્યાં વગર પરસેવે બેઠાં બેઠાં સવારેરના બે રોટલા મળે છે. ખાવાનું ન આપે તો દાંત તોડી નાખીએ અને એની પાસે કામ પણ નથી એટલે કામ પણ શું આપે ? જેલમાં કંઈજ દુઃખ નથી. ત્યાં તો ચોખ્ખી હવા છે. એ તો મહેલ જેવો મહેલ છે.

મારી પાછળ સરકારને રોજ ચાર પૈસાનો ખર્ચ થતો. એના જુવારના રોટલામાંથી હું નવટાંકનો રોટલો ખાતો છતાં શરીર સારું રહેતું; શરીરની માટી ઓછી થઇ અને ભાર ઓછો થયો. હવે તો ફરીથી જઇશ ત્યારે વધીશ, મારી જીભના સ્વાદ જશે, વિકારો ઓછા થશે ને આત્માની ઝાંખી થશે. તો તમે જેલથી શા માટે ડરો ?

એટલે તમે જેલનો ડર કાઢી નાખજો. ને લાઠી ને બંદૂકનો ડર પણ ખેડૂતો શા માટે રાખે ? મરણથી યે ખેડૂત શા માટે ડરે ? મરણ કંઇ મનુષ્યથી લાવી શકાતું નથી. એ કાંઇ સરકારની સત્તાની વાત નથી. જ્યાંસુધી મરણનો સમય, તેનું સ્થળ અને નિમિત્ત નક્કી થાય નહિ ત્યાંસુધી તમારો કોઇથી વાંકો વાળ થઇ શકે તેમ નથી. અને કદાચ દેશના કાર્યમાંજ મરણ સરજાયું હશે તો એનાથી બીજું રૂડું શું ? એમ કરતાં મરશો તો સ્વર્ગમાં જશો અને જીત મેળવીને જીવશો તો દેશમાં જ સ્વર્ગ ઊતરશે.

## ધરાસણા તીર્થક્ષેત્ર

ધરાસણામાં શું થયું ? ત્યાં કેટલા માર્યા ? ચાર પાંચ માર્યા ને બસો પાંચસોનાં હાડકાં ભાંગ્યાં હશે; અને એ તો બધા શહેરોમાંથી આવેલા; પણ હજી ખેડૂતોએ ક્યાં માર ખાધો છે ? આજે ગુજરાતના ખેડૂતોની આખા દેશમાં વાહ વાહ બોલાય છે. એને કંઇ ડરવાનું હોય ? ધરાસણા તો જાત્રાનું સ્થાન થશે. જેમ કાશી અને ગંગાજી બધા જાત્રાએ જાય છે તેમ. વરસાદ રહેવા દો પછી ખબર પડશે. તે વખતે હું છૂટો હોઇશ તો ભાંગેલી ખોપરીઓના ઢગલા કરાવીશ. આ લોકો થોડી લાઠીઓ મારીને ચાળા કરી ગયા તે વખતે હું બહાર હોત તો ગોળીઓ ખવડાવત. ધરાસણાની વાતો જ્યારે હું જેલમાં સાંભળતો હતો ત્યારે મને એમ થતું કે દિવાલ કૂદીને બહાર આવું. પેલા પાંચસો સિપાઇઓ લાઠી ચલાવતા હતા ત્યારે તમે ક્યાં ઊંઘતા હતા ? પણ હું આ વખતે છૂટો રહીશ તો સરકારને જોઇએ તેટલા ભોગ આપીશ.

## ધરાસણામાં વિજયસ્થંભ રોપજો

પણ હું છૂટો ન હોઉં તો કહું છું કે તમે મરી જજો. હાડકાંનો ભૂકો કરજો, પણ ધરાસણામાં લડતનો કીર્તિસ્થંભ રોપજો. ગુજરાતની લડતના પાયા ધરાસણામાં નંખાયા છે. ત્યાં ખેડૂતો માથું ન નમાવે. જો ડરો તો ભાંગી જાઓ અને દરિયામાં પડો. ત્યાં મરવું એ તો દેવતાની જગ્યાએ જવાનું છે. કાં તો સ્વર્ગમાં જઇશું કે દેશમાં સ્વર્ગ બનાવીશું. એ સદ્ભાગ્ય ક્યાંથી ? ઘણાએ પગ ઘસી ઘસીને મરી જાય છે. માટે ડરશો નહિ. તેથી હું આ બહેનોને કહું છું, કે જે કોઇ ડરે તેને તમારી ચૂડીઓ પહેરાવજો. જેલમાં જતાં પહેલાં તો આ છોકરાઓને અને બહેનોને સળગાવી જવાનો છું.

## શરાબખાનાં બંધ કરાવો

ગાંધીજી આજે જેલમાં છે. એના ત્રણ દીકરા અને એનો દીકરાનો દીકરો પણ જેલમાં છે અને આ ડોસી (કસ્તુરબા) જેના દાંત પડી ગયા છે તેને દારૂના પીઠા પર પહેરો ભરવો પડે છે, ત્યારે તમને શરમ નથી આવતી ? બધા બહાર નીકળી પડો. પોલીસની ગોળીઓ ખાઓ, પણ પહેરો ભરો ને શરાબખાનાં બંધ કરાવો. છોને એના કાયદા રહ્યા. નિડર માટે તો ઇશ્વરનો કાયદો છે. એ સિવાય બીજા કોઇનો નહિ. ને બીજો કાયદો ભગવાનના દાસનો હોય. તે આજે જેલમાં બેઠો છે. એ સંત પુરુષ જેલમાં છે ત્યાં સુધી પરદેશી કાપડમાં એક પૈસો ન જાય. દારૂતાડીનો નાશ ન થાય, દેશ મુક્ત ન થાય ત્યાં સુધી સુખેથી ધાન ન ખવાય. મારી આ વાત ગામેગામ પહોંચાડજો.

## બધો ડર જહાનમમાં નાખો

અહીંના અંત્યજ આશ્રમના મારા છોકરાઓને અને એના શિક્ષકને ઉપાડી ગયા અને જેલમાં પૂર્યા. તે તો પહેરો પણ ભરતા ન હતા. આ સરકારના જુઠાણાને હદ નથી. પણ એ ગામડે ગામડે ફરતા હતા.

તે એને ગમે ? માટે બહારનાને જરા પણ બેસી રહેવાનું નથી. પણ એ જ પ્રમાણે કરવાનું છે. કોઈ ડરશો નહિ. હવે બધો ડર જહાનમમાં નાખીને ટટાર થઇ જાઓ.

કોઇ અમલદારની છેડતી ન કરો. એ મરદોનું કામ નથી. એ લાઠી મારતો હોય ત્યાં છાતી કાઢો ત્યારે ખરું. એને જ્યાં ફરવું હોય ત્યાં ફરવા દો. જે નિડર છે તેને શું ભય ? એને તો આપણે સાથે લેવો છે. એનાં હાંસીખેલ મૂકો. આપણે તો આપણી નબળાઇની હાંસી કરીએ, માટે તમે બધા નિડર બનો, બહાદુર બનો.

આજે તો ગુજરાતનો ઇતિહાસ લખાય છે. પહેલાં કોઇ દિવસ નહોતું લખાયું તે ગુજરાત લખાવી રહ્યું છે, એ આખું હિંદ માને છે. સરકાર માને છે કે વાતાવરણ બદલાય છે તો હવે આપણે પૂરેપૂરું બદલી નાખવું. એ માટે ઈશ્વર તમને બુદ્ધિ ને શકિત આપો. પ્રભુ તમારું કલ્યાણ કરો.

---

## સરદારના સંદેશા

### ૧

### આઝાદીની લડતમાં પડેલાઓને

મારા દેશબંધુઓ અને બહેનો જેઓ આઝાદીની આ લડતમાં ભાગ લઈ રહ્યાં છે, તેમને થોડા શબ્દો કહેવાની ઇચ્છા રાખું છું. મહાસભાનો કાર્યક્રમ સ્પષ્ટ રજુ કરવામાં આવ્યો છે અને અહિંસાને ચુસ્ત રીતે વળગી રહીને નિશ્ચયાત્મકપણે તેને સંપૂર્ણ અમલમાં મૂકવા તેમને મારી અપીલ છે. હું પ્રજાને યાદ આપવા માગું છું કે, આપણી લડતનો આવતો તબક્કો ભૂતકાળમાં કદી થઈ નહિ હોય તેવી આકરી કસોટી કરનારો નીવડશે. પ્રાંતો, મધ્યસ્થ સંસ્થા પાસેથી દોરવણીની આશા રાખે તે સમય હવે પસાર થઈ ગયો છે પોતાનાં સાધનો પ્રમાણે દરેક પ્રાંતે લડત, અને હરેક તક મળતા

પ્રસંગે અને હરેક જગ્યાએ શક્ય અવરોધ ચાલુ રાખવો જોઈએ. લાઠીના હુમલા અને ગોળીબાર એ તો મોતનો ડર કાઢી નાખવા માટે આપણે માટે કેળવણી જેવાં છે. એ આપણને આપણા ધ્યેયે ઝડપથી લઈ જશે તે વિષે મારા મનમાં જરાયે શક નથી. પોતાનું નગ્ન સ્વરૂપ બહાર આણવાનું સરકારને ફરજ પાડવાનું કાર્ય પ્રજાએ ચાલુ રાખવું જોઇએ અને લાઠીના હુમલા અને ગોળીબારનો સામનો કરીને આઝાદી સર કરવી જોઇએ.

૨

## મુંબઈની પ્રજાને

મારા મુંબઈના મિત્રોથી છૂટા પડતાં હું તેમને અને આ શહેરના નાગરિકોને તેમણે જે શકવર્તી રીતે લોકમાન્ય તિલક મહારાજની છેલ્લી સંવત્સરી ઊજવી છે તે માટે અભિનંદન આપું છું. હું અને કાર્યવાહી સમિતિના મારા સાથીઓ બોરીબંદરની એ ઐતિહાસિક રાત્રિના યાદગાર દેખાવોમાં ભાગ લેવાનો પ્રસંગ મળવા માટે મગરૂર છીએ. લાઠી ચાલતા પહેલાં અમને ખસેડવામાં આવ્યા અને અમારાથી તેમાં હિસ્સો લઈ ન શકાયો તે માટે અમે દિલગીર છીએ. મુંબઈના સ્વયંસેવકો, જેમણે અડગ રહીને લાઠીના મારનો અનેક વાર સામનો કર્યો અને જેમણે તા. ૨ જી ઑગસ્ટની ભાગ્યશાળી સવારે સખતમાં સખ્ત અહિંસાત્મક અડગતાથી એ મારો ઝીલ્યો તે માટે હું તેમની અત્યંત પ્રશંસા કરું છું. મુંબઈના શહેરીઓના હક્કના બચાવ માટે પોતાના જીવનનો ભોગ આપનાર સ્વયંસેવકોના કૅપ્ટન શ્રી. હરગોવિંદ લાલજીને અમે અમારી માનવંતી અંજલિ અર્પીએ છીએ. મને દૃઢ આશા અને સંપૂર્ણ વિશ્વાસ છે, કે મુંબઈના શહેરીઓ, કાર્યવાહકો અને સ્વયંસેવકો આ મહાન રાષ્ટ્રીય લડતમાં ભાગ લેવાનું ચાલુ રાખશે, અને હિંમત, તાલીમ અને અહિંસામાં આખા હિંદને ઉદાહરણરૂપ થઈ પડશે.



વીર વલ્લભભાઈ [સરદારનું જીવનચરિત્ર] લેખક: મહાદેવ દેસાઈ  કિં. ૦-૨-૬

# વીરની હાકલ

[ ભાગ પહેલો ]

એટલે બારડોલી સત્યાગ્રહ સમયે જે ભાષણો સાંભળી સાંભળી ગુજરાતના ખેડૂતો ગાંડા થયા હતા, બારડોલીની કણબણો વીરાંગનાઓ બની હતી, યુવકો મંત્રમુગ્ધ બન્યા હતા; જે ભાષણોએ 'માટીમાંથી માણસો' ઘડ્યા હતા, જે ભાષણોના ભણકારાથી પોરબંદરની ડોશીમાએ ગુજરાતમાં લેનીન પાકશે એવી આગાહી કરી હતી; જે ભાષણો પત્રિકાઓમાં વાંચીને ગુજરાતના સાહિત્યકારો પણ ચકિત થઈ ગયા હતા; તે બારડોલી સત્યાગ્રહ વખતે અને તે પછી પ્રસંગવાર પકડાયા ત્યાંસુધીમાં અપાયેલાં

**સરદાર વલ્લભભાઈનાં ભાષણોનો સંગ્રહ.**

પૃષ્ઠસંખ્યા ૨૨૫  કનુ દેસાઈકૃત સુંદર મુખચિત્ર

| એન્ટીક સારા કાગળ | :: | રફ હલકા કાગળ |
|---|---|---|
| કિં. ૦—૧૨—૦ | :: | કિં. ૦—૬—૦ |

**સરસ્વતી ગ્રન્થમાળા**ના ગ્રાહકોને સારા કાગળની નકલ વાર્ષિક ફાળે ૭ આને જ પડે છે. માટે આજે જ રૂપિયા એનો મ. ઓ. કરી વાર્ષિક ગ્રાહક બ

**પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ**

મુંબઈના એજન્ટ : સી. જમનાદાસની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ